# વફાઇમાં વમલ!

તવારીખી વસ્તુના તમ–તમાત સાથની
એક ભારે રમુજી વાર્તા.

પ્રગટ કર્તા:—
રતનશાહ એફ. અચારીઆ.
ઠે. "વાર્તા વિભાગ" ફેવરીટ, ક્રાફર્ડ માર્કેટ મુંબઇ.

વાર્તા વિભાગ પુસ્તક ૮૪ મું.

કીંમત....બે....આના.

# વફાઇમાં વમલ!

## તવારીખી ઇસ્તુના તમ-તમાત સાથની એક ભારે રમુજી વાર્તા

લખનાર—એ. એફ. મીસ્ત્રી. (બી. બી. સી. આઇ.)
બેરી બચ્ચાંવાલો સીઝર ઓફ ઇંડીયા.
"વાર્તા વિભાગ," ઠે. ક્રાફરડ મારકેટ અંદર; મુંબઇ, ૧.

---

### પ્રકરણ—૧ લું.

વાંચનાર આપણી વાર્તાનો પાયો (કાઓજાયેલો) અઢારમી સદીમાં ઇ. સ. ૧૭૪૨માં નવસારી આગલ આવેલાં, મહાન, આલીશાંન, ગામડાં તવડીમાં નંખાયો છે! આપણી વાર્તાનો નાયક નોશીર તવડીનાં ટેમુલજીનાં સુવાવડખાનાંમાં જનમ લીધા બાદ ઓરાની કુરતની આંગલી વડે કાઢી બહોલી દુનીયાંનો અનુભવ લેવાને અસલથીજ ઇંતેજાર રહતો.

એ નોશીર પાંચ ગજ ઉંચો, તેટલોજ પહોળો, એક આંખે કાંણો, સહીયરનાં ચાહાંવાલો ખુબસુરત જવાંન હતો. એનો ટપકો બનાવનાર આતમારામ જોશીભી અજાયબ થઇ દાંતમાં અંગુઠો ચુસતા લાગો કારણ કે ધન, મકર, કુંભ, મીન, વગેરે સાતે ગ્રહો એની પાલડીએ હતા, તથા મંગલનો ગ્રહ એનાં બુટનાં સોલમાં છુપઇ બેઠેલો. આખરે ગણત્રી કરતાં મલી આવ્યો હતો, કે જેવો ટપકો તૈમુરલંગ શીવાય બીજા કોઇ મહાંન નરનો બન્યો હોય એમ જણાયું નથી.

એની માદરે એને બાર બાર મહીના પેટમાં રાખ્યો તથા જ્યારે પેટમાં ગુરગુર થયું ત્યારે એડીયાંનો જોલાબ આપી ઉપરથી લીંબુની પેપરમીટ

ચુસવા આપી એ બધી ભલાઈના બદલામાં એ હંમેશાં માસ્તરનો દરેક સખુન માથે ચડાવી બજા લાવતો.

જાન્યુઆરી મહીનામાં એની વરસની ખુશાલીમાં એના બાવા સ્કુલમાં છોકરાઓને હલવો વહેંચવાના હતા, પરંતુ યુરોપમાં લડાઈ ફાટી નીકલી હતી ને હલવા ઉપર ભાવ ચડી જવાથી લેવરી વહેંચી પોતાનો સખી ગુન્દો (દીલગુરદો) બતાવ્યો હતો.

પેદર વતન ઇરાંન માટે એનું જીગર અતીશય જલી જતું જેથી દર સાલ જમશેદજી નોરોઝ પર એ ઇરાંનના શાહને ક્રીસમસ કાર્ડ મોકલતો તથા લખતો કે.—

"ફલે તુજને બેસતું નવું આય સાલ,
કરે નહીં હયરાંન તુંને દહાડાની ચાલ;
દર સાલ આવે તુંને બચ્ચાં ખુશાલ,
આબાદ થાય દુશ્મન-ને હોસ્તો પાયમાલ
અંતઃકરણની છે મુજ મુશ્તાકીન દુઆ,
વારસો આપી જાય તુંને તારા કુઆ."

એના કોલેજ ફ્રેન્ડો એને મશ્કરીમાં નોશીર નેપોલીયનને નામેજ બોલાવતા. એ જ્યારે પાંટીવાલા સાથે ચોપડાં ઉચકાવી કૉલેજમાં જતો ત્યારે ખુબસુરત બુચીમાંયોની બારીમાંથી ટીંગઇને જોવાની રેસ ચાલતી, ને એક વખતતો એમ ટીંગઇને જોવા જતાં એક બુચી ઉડકઇને એની સાથે ચાલતા હેલકરીની પાંટીમાં પડી અને સુભાગ્યે અકસમાત થતાં બચી ગયો.

અઢારમી સદીમાં એટલે કે આપણી વાર્તાના હીરોનો જન્મ થયો, તે વખતે તવડી કાંઈ ઘણું મોટું નહોતું, તથા ત્યાં ગાયકવાડ રાઓજી હોલકરનું રાજ ચાલતું હતું. પુરૂષ વર્ગ મોટે ભાગે ખેતી કરતો, તથા સાંજને છેડે નવટાંક નાખી આનંદમાં ફરતો, બૈરાંઓ કસ્તી વણતાં, છોકરાંઓ તા-તા-તાબરડી રમતાં, એમ તવડી એકંદર રીતે સુખી હતું, તે વખતમાં ટ્રેન નહીં હોવાથી કોઈ બહારગામ જવાની મોટે ભાગે વાતજ નહીં કરતું તથા જ્યાં જનમ લેતાં તેજ ગામમાં દફન થવામાં મોટું માંન સમજતાં. પરંતુ આપણી વાર્તાનો નાયક મોચીમાંના માંકડની માફક કંઈ એમ બેસી રહે તેમાંનો આદમીજ નહીં હતો, કહો કે એનું ખમીર કંઇ ઑરજ જાતનું બનેલું હતું. એ બહુ એક્ષાઇટીંગ નેચરનો હતો, ને તવડી ગામમાં કંઇને કંઈ સુધારા વધારા કરવામાં મોટું માંન સમજતો. એણે એક ઑપરકાશ્ટની

ટાલી બી ઉભી કરી હતી ને ક્હોડીયાંનાં ચણા મમરા લઈ તે લોકને પીક-નીક કેમ કરવી તેનું ટ્યુશન પણ આપતો!

મેટ્રીકની ત્રીજી ચોપડી પસાર કરી આપણો નાશીર કોલેજમાં દાખલ થયો અને ત્યાં પણ ભારૂતની છુચીઓને પાંસરાંમાં આંગલાં ભોકી અવાર-નવાર હસાવતો હોવાથી બહુ ફેવરીટ થઈ ગયો, કેટલીક છોકરીઓ તો એને "હીરો-ઑફ-ધ-ડે" કહીને બોલાવતી.

માસ્તર મીનોચહેર જ્યારે એનાથી બહુજ કંટાલી ગયો ને જોયું કે હવે આગલ શીખવા માટે એનાં ભેજાંનાં મીજાગરાં ટાઇટ કરવા છતાં બી પત્તો લાગે એવું નથી, ત્યારે એને દુનીયાંની મુસાફરીએ મોકલવા એના બાપ કેકાઉસ બીન ફીરોઝ બીન નરીમાંનને કહ્યું. તથા મુસાફરીથી કેટલાક અંગત લાભ થાય એમ હતું તેનું તુલોતવીલ બ્યાંન કરી સમજાવ્યું. એના બાપને બી માસ્તર મંચેરસાની શીખામણ ધ્યાનમાં ઉતરી તથા જોયું કે હવે તો સ્કુલની ફી બી માથે પડેચ ત્યારે એવણે ડહાપણ વાપરી એને પહેલાં તો કૉનટીનેન્ટ એટલે કે મુંબઇ તરફ જઇ કંઇક નવું કરી બતાવવા એક ખુશનુંમાં સહવારે વીદાય કીધો.

નાશીરે પોતાના ગોઆનીઝ બૉય ફ્રાંકો-પાન્ઝાને મદદનીશ તરીકે સાથે લીધો ને અમાસની એક ચાંદરણી રાતે કે જ્યારે ચંદ્ર પણ બરફને લીધે અડધો ઢંકાયલો હતો ત્યારે આ આપણા નાયકે તરડી બંદરેથી પોતાની જીંદગીની નાવનું લંગર ઉચકયું. સારો દહાડો હોવાથી પોતાના ઘોડાને દુધપાક પુરીનું સારૂં જેવું ભોજન જમાડયું તથા ઉપરથી મોનું સમારવા અડધો મણ સુવા ખવડાવ્યા કે જેથી તે પ્રાણી પણ એને એની મુસાફરી દરમ્યાન વફાદાર રહે. પોતાના રખસ ઉપર તો મુંબઇ પહોંચવાનો બધો આધાર હોવાથી સુકાં ઘાસની એક ગાંસડી પણ એણે સાથે લઇ લીધી. થરમોસમાં કોફી ભરી, તથા હાથી ઉપર અંબાડી આવે છે તેવી ટાઇપની એક લાકડાંની નહાની બંગલી બનાંવી એવન સૅડલને બદલે તેમાં સુખ સગવડથી બેઠા. પપા મમી કરી પાછુ જોવા જતાં એવનની અંબાડીનો પટો ઢીલો હોવાથી એવન જમીન માંપતા થઇ ગયા પરંતુ પાછા સવાર થઇ સર્વેને એક નમન કરી એવને પોતાના રખશને એક ડચકારો કરતાં તે ગરીબ પ્રાણીએ સ્ટાર્ટ લીધો.

—•○○•—

## પ્રકરણ—૨ જુ.

તવડી માટે આજ તે એક સીયાહ દીવસ હતો. પુરૂશોની આંખમાંથી આંસું ને નાકમાંથી નીટ નીકલવી બંધ થતી નહોતી. છોકરીઓ બોબ કાપેલા બાલ વીખતી વીલાપ કરતી એને ગામને છેડે વલાવા ચાલતી હતી. ઉ-ઉ-ઉ-ઉ કરતો કુતરા પણ રડતાં બંધ થઇ જઇ ગમખાર જીગરે એના ઘોડાની પાછળ ચાલતાં હતાં. તેનું મુલ કારણ આપણો નોશીર તવડીથી વીદાય લેતો હતો તે હતું.

તવડીથી નીકળેલો આપણો મહાન નર ત્રણ દીવસની થાકવી નાખનારી મુસાફરી બાદ ભરૂચ શહેરમાં આવી લાગ્યો, તે વખતે ભરૂચમાં નવાબ જંગીસખાન રાજ ચલાવતો હતો એ નવાબ બહુ જાહેલ આદમી તરીકે પ્રખ્યાત હતો. સવારના પહોરમાં પચીસ હાફબોઇલ્ડ ઇંડાં બ્રેન્ડી પાણી સાથે એ ખાલી શકતી માટે લેતો હતો ! તથા નાસ્તા પર એક રોસ્ટ કરેલો બકરો એને માટે હંમેશ તૈયાર રાખવો પડતો ! દીવસમાં એમ છસાત વખત નાસ્તો કરતો તથા રાત્રે અડધો મણ ગોર પાપડીથી ભોનું સમારી એ હંમેશાં સુવા જતો. એ લીવરના ડાયાબીટીસથી હેરાન થતો હોવાથી ડાકટરે એને ભોનું ખાવાની મનાઇ કાપેલી હોવાથી આય પ્રમાણે નાસ્તા પરજ દીવસ ગુજારી લેતો ! !

એના રાજમાં સીંધુ નદીને કીનારે આવેલી પારસી ધર્મશાળામાં નોશીરે ઉતારો લીધો, પરંતુ પહેલે માલે એકજ રૂમ ખાલી હોવાથી પોતાના રખશને બીજે માલે નંબર ૧૫માં બાધવો પડયો, પોતાના રાજમાં એક પરદેશી ને તેભી વળી જરથોસ્તી નરને જોઇને ભરૂચના લોક અજાયબ થવા લાગ્યાં તથા એ વાત ઉડતી ઉડતી નવાબના નાકમાં જવાથી નવાબે વલતી સહવારે શાહી સવારી મોકલી એ મહાન નરને પોતાની સમક્ષ બોલાવ્યો, તથા પોતાના રાજમાં કેમ તશરીફ ફરમાવવી થઇ તેનું કારણ પુછ્યું.

અમેરીકન ટુરીસ્ટની માફક પોતે દુનીયાનો અનુભવ લેવા નીકલ્યોછ એમ એને મોંદે સમજતાં જંગીસખાંન ખુશ થઇ ગયો, તથા ખાવું પીવું મફત ને ચાલીસ કોડીના પગારથી પોતાને ત્યાં રહેવા ફરમાવ્યું, જે નોશીરે હાલ તરત તો કબુલ રાખ્યું.

જંગીસખાંન કંઇ અમથો મફતનો ખીચડો ખવાડે એવો સુંવાલો નહીં હતો. એનાં રાજમાં બેગમપુરા, નાનપુરા વગેરે ગામડાંમાં લુંટારાઓનો

દોર બહુ વધી પડયો હતો. ને તે લોકનું કાટલું કહાડવા એણે નોશીરને રોકયો હતો. એ તો એનું સત્તાવીસ ઇંચનું બાઇસેપ ને પોણાબેનું બાઇસેપ જોઇને ખુશ થઇ ગયો હતો. શું એની તલવાર પકડવાની સ્ટાઇલ? ને શું એનો મુછનો દોરો જાંણે ખંભાતનો હીરો!

લુંટારાઓમાં ખાસ કરીને મહમદને અહમદ એમ બે શખ્સોના હાથ નીચે જુદી જુદી ટોલીઓ કામ કરતી હતી. હવે અહીં આપણને એના સાથી ફ્રાંકો પાન્ઝાની જરા યાદ લેવી પડશે, કેમકે એ માસ્ટર બી નોશીરથી કંઇ ઉતરે એમાનાં નહીં હતા. નવાબે લુંટારાઓનો દોર તોડવા માટે પોતાને લાયક ગણ્યો જાંણી નોશીરે ભરૂચમાં નવેસરથી પોતાની શમશીર ઘસાવી, તથા કટારને પાણી પાઇ (નલ પરનું) તૈયાર કીધી. તલવારની મ્યાંન જે ક્રોકોડાઇલ લેધરની હતી તેને કાલી પાલીશ મારી ચકચકતી બનાવી.

વખત સમીસાંજનો હતો. પ્રકાશીત ખુરશેદ આહીસ્તા આહીસ્તા દક્ષીણ તરફ પોતાના કદમ લંબાવી તે બીયાબાંન જંગલમાં પહાડની કદણ વચ્ચે ઉતરતો દીસતો હતો.

ઉપર મુજબનો કુદરતી દેખાવ જોતાં નોશીરને ફ્રાંકો બીયાબાંન જંગલમાંથી પોતાનો રસ્તો કાપતા હતા. નોશીરે તેજ જગ્યાએ પોતાના કોટ તથા ખમીશમાં બાંધુ ખોશી કામ ચલાઉ તંબુ ઉભો કીધો, તથા ફ્રાંકોને મહમદની ટોળીની ભાલ કહાડવા આગળ મોકલ્યો.



## પ્રકરણ—૩ જું.

"કેમ કરીમ, હુસા, મુસા, આજનાં શું સમાચાર? કંઇ હાથ મારવાનો બંદોબસ્ત કીધો છે કે? હું તો આય ચાલુ વરસાદથી બહુ કંટાળી ગયો છું લાવ જરા છાંટાની બાટલી કહાડ કે ઠંડી ઉડાડયે." મહમદ બોલ્યો.

કરીમ લાલ પાણીની બાટલી લઇ આવ્યો ને સર્વે જણાએ જરા જરા નાંક બીજવ્યું.

"છોકરાઓ, તમે શહેરમાં જઇ આવ્યા ને પેલો કોઇ નવો પહેલવાન નવશેર કે દસશેર શું નામ છે તેના વીશે સમજ્યું કે?" મહમદે એક ગોટ પીતાં પાછું ચલાવ્યું.

"હા આજે હું તાતાની મીલ આગલ શીકાર શોધતો હતો ત્યારે

કંઇ એ આદમી વીશે વાત થતી મેં સાંભળી ખરી, ને આપણા નવાબે આપણને મહાત કરવા ખાસ એને રોકયો પણ છે." મુસાએ ટાપસી પુરી.

"ખરેખર ! શું એ એટલો બલવાન છે કે આપણી સામે આવવાની સરકશી કરે ! હુંબી એને જોઇ લઇશ આવવા દે મારી સામે ! હુંબી એને એક ઝટકે એનું ડોકું એના હાથમાંજ આપી એને પાછો નહીં ફેરવું તો મારૂં નામ મહમદ ભેવડો નહી,"

"અરે યાર બેસી રહેની તુંબી અમથી હોસ્યારી મારતો, છેલ્લી છ મહીના ઉપર કાકડી કાપવા તલવાર વાપરી હતી તેજ ને તું તો આવતા જતાની આંખમાં તપકીર છાંટી તે લોકને લુટી લે છે તેજ, તું કયે દહાડનો લુંટારો વળી ?" ગફુર નામનો એક સાથી બોલ્યો.

"પોયીઓ હવે ટાયલાં છોડો ને ચાલો છગો પંજો અજમાવ્યે."

આમ બધી વાતચીત નસીબ સંજોગે ફ્રાંકો કે જે ત્યાંથી પસાર થતો હતો તેના સમજવામાં આવી, ને ખાસ મુદ્દાની વાત એ કે મહમદ કંઇ મહાન લુટારો નથી પરંતુ લોકોની આંખમાં તપકીર છાંટી લુંટ ચલાવે છે એ સમજતાંજ એનેબી જરા જોર આયું. ભોગજોગે મહમદને કુદરતી હાજત લાગવાથી બ્હાર નીકળ્યો કે આપણા ફ્રાંકોએ તપકીરનો એક મુઠો આંખમાં છાંટવાથી મહમદ બેઘડી ગાફેલ થઇ ગયો જેનો લાભ લઇ ગજવામાંથી છુટી ચપુ કહાડી તે લુટારાના સીનામાં ચલાવી દીધી ને મુસ્કાટાઇટ કરી, પોતે તેને ઉચકવાને અશકત હોવાથી ઘોડાની પાછળ બાંધી જ્યાં નૌશીરે તંબુ ઠોકયો હતો ત્યાં લઇ આવ્યો. નૌશીર તો એની હીકમત સમજી દાંતમાં અંગુઠોજ ચુસવા મંડયો તથા એક કામ તો વગર મહેનતે પાર પડયું જાણી શુક્ર કરવા પડયો ને બીજી સહવારે તેને ભરૂચની મ્યુનીસી-પાલીટીના ચીફ જજ સામે ઉભો કરી પાંચ વરસનું કેદખાનું ને છ વરસની ફ્રાંસીની સજાબી કરાવી.

નવાબની બેટી દુર–જહાં જે આ બધો મામલો કાતરીયાની બારીમાં બેઠી બેઠી જોતી હતી તે આવા પહેલવાની શખ્સ નૌશીર ઉપર મોહી પડીને બારીએથી ઇશારત માટે બે બોરના ઠરીયા નૌશીરની ભોખંડી કોલાહ ઉપર માર્યાં, જેનો અવાજ સમજતાં નૌશીરે ગરદન ફેરવી ઉપર જોયું તો દુર-જહાં પોતાને મલી જવાની ઇશારત કરતી હતી.

નૌશીરને આવ વાત કંઇ ઠીક લાગી નહીં, કેમકે જો નવાબના જાણવામાં આવે તો ગરદન ઉડવાનો સોદો હતો. એણે તો એક સ્વીટ સ્માઇલ ને ફ્લાઇંગ કીસ આપી પોતાનો રખસ આગલ દોડાવ્યો.

## પ્રકરણ—૪ થું.

રાત્રે નવાબના મહેલમાં કંઇ ઓરજ મામલો દીસતો હતો. સર્વે કોઇ ચુપચાપ નજર પડતાં હતા. દરેક પગલું અવાજ કર્યા વગર ચાલવાની નવાબે સખત તાકીદ કીધી હતી. દુરજહાંની મા ફતીમાંના ગાલ પણ ઉદાસીનતાને લીધે લાલ થઇ ગયા હતા. રાંધણીમાં ઉંદર પણ અવાજ નહીં કરે માટે નવાબે દરેક ખુણાંમાં નાંન કવાબ મુકવાની તાકીદ કીધી હતી. છેલ્લા બાવીસ કલાકમાં તો નવાબના પાટલુંનનો પટોબી બે ઇંચ ઢીલો થઇ ગયો હતો. હા, પરંતુ એ સર્વનું કારણ? કારણ એજ કે પ્રીનસેસ દુરજહાં બેજાંની તાપથી હયરાંન હતી ને દરેક ચાર મીનીટ ને દસ સેકંડ થાય એટલે નોશીર, નોશીર, એમ બુમ માર્યા કરતી હતી, નવાબ સઘલો મામલો ચેતી ગયો હતો, પરંતુ પોતાની બેટીને એક પરજાત સાથે આપવી પડે એ ખ્યાલથીજ હયરાંન હતો. એણે પોતાની બેટીને એંજીન, ફુગ્ગો વગેરે તરેહવાર જાતની ચીજ અપાવાની કોશેષ કરી જોઇ પરંતુ નીષ્ફલ ગયો. એ તો બસ એકજ ટગર કર્યા કરતી નોશીર ! ઓહ તે પહેલવાની શખ્સ નોશીર, તારી સોડાવોટરની ગોલી જેવી આંખો હું એક વખત જોઉં, શું તું મારે ખાતર સીવીલ મેરેજ નહીં કરે ? અને આ પ્રમાણેના ચાલુ બકબકારાથી નવાબે પેલા પહેલવાંન નોશીરને પોતાની ભરૂચની હદ છોડી વાવવ્ય, નૈરૂત્ય, ઇશાન, કોઇબી દીશામાં ચલી જવા તાકીદ કીધી, ભાત્યું પોત્યું સર્વે રાજને ખરચે તૈયાર કરવામાં આવ્યું ને એ મહાન નરને આય નહીં ધારેલા સંજોગ બરપા થતાં એકાએક ત્યાંથી ઉઠાંગરી કરવી પડી.

ફાંકોએ તો આવો મફતનો લાગ મલતો જોઇ બુટનો શોલ, પટાને પાલીસ વગેરે ન્હાની ન્હાની જરૂરીયાતો પણ રાજને ખરચેજ કરાવી લીધી એવો લાગ પાછો મલે કે નહીં બી મલે.

*    *    *

સીંહ વાઘના મધુર નાદ કાનને આનંદ આપી રહ્યા હતા, પરંતુ નીંદ્રાદેવી નોશીર સાથે રીસાઇ ગઇ હતી. તેની આંખ્યો વારંવાર બંધ કરતાં દુઃખતી હતી કારણ કે તેના મગજમાં તરેહવાર જાતના વીચારો એક પછી એક ચક્કર માફક ફરી રહ્યા હતા. ભરૂચથી નીકલ્યા બાદ એ લોકોનો વીચાર સુરત તરફ જઇ નશીબ અજમાવવાનો હતો. પરંતુ બીયાંબાન

ને કાપેર્કાન જેવાં જંગલમાં એ લોક રસ્તો ભુલ્યા હતા. ફ્રોકો ખાન-ઝાએ ગજવામાંથી બેરોમીટર કહાડી એક ઝાડનાં થડ ઉપર મુકી એ લોક કઇ દીશામાં હતા તે જોયું તો કાંટો ૮૫૦ સેંટીગ્રેડ બતાવતો માલમ પડયો. બીજી સવારે એ લોકે ખુદાનું નામ દઇ જયાં જવાય ત્યાં જવાનો વીચાર અમલમાં મુકયો. ઉતર તરફથી ગધેડાં ભુકવાનું સારૂં શુકન જોઇ એ લોકે ઉતર તરફ ચાલુ મુકયું. છત્રીસ કલાકની જહેમતી જંજાલ બાદ એ લોક સુરત નામના શહેરમાં બંદરને રસ્તે દાખલ થયા. તપાસ કરતાં માલમ પડયું કે ત્યાં દુર્યોનસીંગ નામે વાણીયા રાજાનું રાજ ચાલતું હતું, રાત્રે ખાવાનું શોધવા એ લોક માર્કેટમાં ગયા તો એકાએક બધી દુકાનના દરવાજા ભડેભડ બંધ થતા જોયા માણસો ગભરાયલા અકળાયલા ઉંદરની માફક દર શોધતાં પોતપોતાને ઘેરે દોડી જવા લાગ્યાં.

મ્યુનોસીપાલીટીની બતીઓ બુજાવા લાગી, કુતરાંઓ આકાશ તરફ જોઇ ઉ—ઉ—ઉ—ઉ કરવા લાગા. અરે પણ એ છે શું? તપાસ કરતાં માલમ પડયું કે સુરતની બાજુમાં આવેલા વરીયાવ ગામના રાજાએ વોર ડીકલેર કીધી હતી અને બ્રમપુત્રા નદીને કીનારેથી તોપના ગોલા સુરત શહેર પર છોડવાના ચાલુ કરી દીધા હતા. પોતાની બહાદુરી બતાવવાનો આ નહીં ધારેલો પ્રસંગ મળી જવાથી નૌશીરને ફ્રોકો તો હરખથી ઘેલા થઇ ગયા ને તે ઘેલછામાં ખાધા પીધા વગરજ ભુખે પેટે સુઇ ગયા, બીજી સહવારે એ લોકે ખબર કહાડી તો માલમ પડયું કે વરીયાવમાં કેરસાસ્પજી પટેલનું રાજ ચાલતું હતું જેથી એ લોકે એક વાણીયાની તરફદારી કરવા કરતાં તરતજ વરીયાવ તરફ ચાલુ મુકયું ને પટેલને જઇ મલ્યા.



## પ્રકરણ—૫ મું.

કેરસાસ્પજીએ જોયું કે લડાઇ ચાલુ કરવાની તોપ મારફતે નોટીસ આપી તોબી હજી સુરતના રાજા તરફથી કંઇ તૈયારી નથી ત્યારે નભરવસ થઇને એ લોકોએ બીજે દીવસે તાડી પાર્ટી ગોઠવી, ને એવણનાંજ ખજુરાંમાં ગામનાં સર્વે મરદો સવારે ટાંગા જોડી નૌશીરને ગામની સંભાળ રાખવાની તાકીદ આપી ચાલી ગયા.

હજી તો બે ત્રણ કલાક પસાર થયા નહીં તેટલાં તો એક કાસદ ઉંટ ઉપર બેસી ઝડપી કદમે વરીયાવ તરફ આવ્યો ને ખબર આપી કે

ભુરો દુર્યોનસીંગ કેટલાક સ્વારો સાથે વરીયાવ ઉપર ચઢી આવે છે. આ ભયભીત ખબર સાંભલતાં ગામનાં બૈરાંઓ તો બેશુદ્ધ થવા માંડયાં, જ્યારે નોશીર ને ફ્રાંકો બીચારા એ લોકને કોલનવૉટર સુંઘાડી શુદ્ધીમાં લાવતાં મરવા પડયાં.

પટેલના છોકરા જહાંગીરની બૈરી જરબાનું જરા બહાદુર હોવાથી છેડાઈ પડી ને કહેવા લાગી કે "બેશુદ્ધ થવાનો આપણુને પછી ઘણો વખત મલશે. હમણાં તો વખત ઘણો બારીક છે. માટીડાઓ વધતાં છે તે આપણુને આતશકદેહ તથા બચ્ચાં કચ્ચાંઓની સલામતી માટે છુટથી લડવાનું છે. માટીડાઓ સાથે વીઝોડું લેતાં આપણા હાથબી ચવડી આયાચ તે આય લાગ ઠીક છે. એ લોકની સાંમે લડી આપરા જાંન સદકે કરશું."

જરબાનુએ આમાંથી બચવા માટે નોશીર સાથે મસલત કીધી જેમાં "સંકટ સમયે સાંકલ ખેંચો" એ કહેવત યાદ કરી એણે દુર્યોનસીંગનાં મોટાં લશ્કર સાંમે કંઇક યુક્તીથી કાંમ કહાડી લેવા જરબાનુંને સમજાવી, તથા એક કેપટનની કુનેહથી હુકમો છોડવા માંડયા કે ઘેરમાંથી સર્વે બાઇઓએ નાહ્લી માથાં ઉપર આવે તેવી તપેલીઓ, ચાર પાંચ ચારસા, ને પોતાના વરનો જામો પીછોડી લઇને મારી પાસે હાજર થાઓ. અત્યાર સુધી બૈરાઓ કે જે દઘ્ધઇને શું થશે તેના વીચારમાં હતાં તે ચકભચક નોશીર જેવા કેપટનની આગેવાની હેઠલ તેયાર થવા દોડી ગયાં ને માથા ઉપર તપેલીઓ મુકી ઉપરથી માથુબાનાં બાંધી લીધાં. કમ્મરે ચારસા લપેટી લીધા કે બખ્તરની ગરજ સારે ને ઉપરથી જામો પીછોડી પહેરી તેયાર થયાં. ઉપર પ્રમાણે બૈરાંઓનું ન્હાનું જેવું લશ્કર તેયાર કરી હાથમાં છરી, ચુલ્યા કડછી, ચમચા વગેરે લઇ ગામની બહાર ટેકરી આગળ દુશ્મનની રાહ જોતો થોભ્યો.

દુર્યોનસીંગ કે જેને એવી બાતમી મલી હતી કે મરદો તો બધા જહાંગીરશા પટેલે પાર્ટી આપીચ ત્યાં ગયાચ ને ગામમાં તો ખાલી બૈરાં છોકરાં હશે તેને સહેલથી પકડીને લુટ ચલાવીશું પણ તેણે જ્યારે દુરબીનમાંથી આ નવી જાતનું જામા પીછોડીમાં સજ થયલું પારસી લશ્કર જોયું ત્યારે ગભરાયો ને ઘોડાની પુછડી ખેંચી એકદમ ઉભો રાખ્યો. બાતમી આપનારને એકદમ બોલાવ્યો ને પુછયું કે તું ફસાવવા માંગે છે કે શું? તો પણ હીંમતથી આગલ વધતોજ ગયો.

જેવો દુર્યોનસીંગ આગલ આવી લાગ્યો કે નોશીરનાં લશ્કરે એવો

મજબુત ધસારો કીધો કે દુશ્મનનું લશ્કરથી ગભરાઈ ગયું ને નહાસભાગ કરવા લાગું. નોશીરે પોતાની તલવારનો ઝટકો રાજાના હાથમાં એવો તો માર્યો કે આંગળાં હાથથી જુદાં થઈ ગયાં ને તલવાર છુટી ગઇ. રાજા ક્રોધે ભરાયો ને ડાબે હાથે બીજી તલવારનો ઝટકો નોશીરનાં માથાં ઉપર ઉતાર્યો પણ માથાં પર તપેલી બાંધેલી હોવાથી તલવારના બે કટકા થઇ ગયા. આમ લાગ જોઇને કમ્મરમાંથી કટાર કહાડીને વલતો હુમલો કરી સખ્ત ઘાયલ કીધો. જેથી રાજાનો દમ ત્યાંને ત્યાંજ આખર થઈ ગયો, ઘણા ખરા બીજાઓબી એવાજ મહોતે મર્યા ને નોશીરની કેપટનશીપ હેઠળ આખી રેજીમેંટ હસાહસ કરતી વરીયાવમાં દાખલ થઈ. બૈરાઓ આમ ખુશ વધઇ આપવા બરફનું પાણી તૈયાર કરવા ગયા કે માટીડાઓ બીચારા પી ઘરઇને આવશે ને તારા થશે તો ગોટ ગોટ પાણી પાઈ લડઈની વાત કરશું.

કેરશાસ્પજીએ જ્યારે નોશીરની બહાદુરીની વાત સમજી ત્યારે પેટના દીકરાની માફક પાંસરાંમાં દાબ્યો, પરંતુ તેટલા તો વધું તાડી પીવાથી પેટની તાડી બહાર આવીને નોશીરના મીલીટરી સુટની માય મારી નાંખ્યા ! સર્વેએ નોશીર તથા ફ્રાંસોને પોતાના બચાવનાર તરીકે ગણી એ લોકના માનમાં નદી કીનારે એક કીર્તિસ્થંભ ઉભો કીધો ને ફુલના હાર પહેરાવ્યા નોશીરે તો ઘણુંબી કહ્યું કે એમાં મેં કંઇજ કીધું નથી, એ તો પરવરની મહેર કે મને એવી યુકતી સુજીને એ લોકને નસાડી મુકયા તોબી કરેસાસ્પજીએ માન્યું નહીં ને એને કહી રાખ્યું કે તુંને જ્યારેબી ખાવા પીવાના વાખા પડે ત્યારે બેલાશક મારે ત્યાં ચાલી આવજે.



## પ્રકરણ—૬ ઠું.

નોશીરે વલતી સહવાર પોતે બહાર પડવાની ઇચ્છા દર્શાવી પરંતુ પટેલે બહોંસ કરીને થોડા દીવસ પોતાને ત્યાં રાખ્યો ને રોજ તાડી પાર્ટીઓ કરવા માંડી, થોડા દીવસ બાદ જરબાનું કુવેથી પાણી ભરી આવતી હતી તેને દુર્યાનસીંગના માણુસો પોતાનું વેર લેવા પાણીના માટલા સાથેજ સ્ટ્રેચર ઉપર નાંખી ઉંચકીને ચાલવા માંડયું. આય બાબદ નોશીરના જોવામાં આવવાથી એણે પોતાના ઘોડા ઉપર સ્વાર થઇ પેલાઓની પુઠ પકડી, પરંતુ દુસ્મનના ઘોડા વધું તેજી હોવાથી આગલ નીકળી ગયા.

વરીયાવી ભાગળની બહાર નીકળતાં એક બુંબાખાના આગળ આવી પુછ્યું "ઈધરસે દો આદમી કોઈ બાઇકુ લેકે ભાગા ઉસકુ દેખા ?"

બુંબાવાલો પોતાના ધંધાના રીવાજ પ્રમાણે અડધું સાંભળ્યું નહીં સાંભળ્યું ને બંબો તૈયાર કરવા લાગો ને બોલ્યો "હાં શેઠજી તૈયાર હય. બોલો કીદર ચલનેકા હય ?"

નોશીર બંબાવાલાને એક સમરસોલ્ટ પહેરાવી જરની શોધમાં આગલ ચાલ્યો, પરંતુ રસ્તાથી બે ખબર હોવાથી રસ્તો ભુલ્યો ને રાંદેરનાં જંગલમાંજ મુકામ કીધો. લેંઘાની ઓટીમાંથી ચાય ને ખાંડના પડીકા કહાડી કુમરી ચાય મુકીને બાલુનાં પાતરાંનો દડીઓ બનાવી તેમાં પીને જીવ શાંત કીધો.

સહવારમાં ઉઠીને જોય છે શું કે પેલા દુસ્મનનાં માણુસો જરને કાલીમાતાનો ભોગ આપવા દુર આવેલાં એક મંદીર આગલ લઈ જતા હતા.

નોશીરે દોડી જઇને એક જણને આંટીની પાંટી મારી ચતો નાંખી કોલનવોટરનો રૂમાલ સુંઘાડી બેશુદ્ધ કરી નાંખ્યો ને બીજાનું તલવારે ડોકું ઉડારી નાંખ્યું. જરબાનુંને કાંદો સુંઘાડી જેમ તેમ સુદ્ધીમાં લાયો, પરંતુ જોય છે શું કે તેણીનું રોલ્ડગોલ્ડનું રીસ્ટ વૉચ ગુમ થઈ ગયું હતું ! નોશીરે ધીરજ આપી કે "કંઈ નહીં મારૂં નીકલનું છે તે હમણાં તો વાપરજો પછી જહાંગીર તમોને બીજું અપાવશે." જર શુદ્ધીમાં આવી હતી તો પણ નોશીરના બોલામાંથી ઉઠવાનું મન નહીં થયું જેથી પાછી બેશુદ્ધ થવાના ઢોંગ કીધા ને તેનાં ગલાંમાં હાથ નાંખી પડી રહી. નોશીરે છેલ્લા ઉપાય તરીકે પીન ભોકી જેથી જર શુદ્ધીમાં આવીને બોલી કે— "ઓહ ફુમકી દહારીવાલા ખુબસુરત જવાંન, તેં જ્યારથી દુસ્મનોને મારી હઠ઼ાવ્યા ત્યારથીજ હું તારી ઉપર મોહી પડીચ. હું જો જહાંગીર સાથે નહીં અદરઇ હતે તો જરૂર તુંને મારો કરતે. હજુર બી તું જેવા બહાદુર નરથી છુટ્ટું પડવા મને નથી ગમતું." એમ બોલી અવાચક બની ગયલા નોશીરને બે ચાર કીસ કોટી કરવા મંડી ગઈ.

"બાનું, તમો જેવા અદરાયલાં બૈરાંએ એમ નહીં કરવું જોઇયે." ગભરાયલો નોશીર બોલ્યો.

"અરે હવે બેસી રેવની, તમેબી માટીડાઓ વલી કીયા પાધરા છો જે તેની વાત ? મુવાઓ તાડી પીવા જાયચ, તે કોન જાંણે કોણ કોણ સાથે નાચતા હોસે."

"તે ગમે તેમ બોનું, પરંતુ હું પારકો માટીડો હોવાથી મારાં આંગને હાથ લગાડશો નહીં." એમ કહી તેણીને અલગી ઉચકી પોતાની સાથે ઘોડા ઉપર બેસાડી વરીઆવ સલામત લઇ ગયો.

નૈશીરનું આય બીજું પરાક્રમ જોઇ કેરસાસ્પજી તો ખુશખુશ થઇ ગયા ને જહાંગીરે બી નૌશીરના પગના ગુશ્ચ ઠોકી સાબાશી આપી.

અત્રે હવે બહુ દીવસ થઇ ગયા હોવાથી આય મહાંન નરોએ વલતી સહ્વારે સર્વેની રૂખસદ ચાહી. કેરસાસ્પજી તો એ લોકની વીદાય લેતાં બોર બોર આંસુએ રડયા, જે ગરમ આંસુની ધાર સુતી વખતે પેટમાં દાબવાની સાડી ઉપર પડયાથી ડાઘ પડી ગયા જે ત્રણ રૂપીયા આપી સ્પેશયલ વૈંશ કરાવવા છતાં પણ તે ડાઘ ગયા નહીં.



### પ્રકરણ—૬ સું.

સુરત બંદરેથી ઉઠાંગરી કર્યા બાદ આ બંને, વીરલાઓએ સીધા મુંબઇ જવાનો વીચાર કીધો. રસ્તામાં હજારો આફત સહન કરતા તથા કોઇ કોઇ વખતે ઉપવાસ પણ કરવા પડતા. કોઈ કોઈ ઠેકાંણે તો પાંણી પણ નહીં મલતાં, એ લોકો સીંહ વાઘના દુધ પીનેજ ચલાવી લેતાં!

ભાઇંદરનાં જંગલમાં આખો દીવસ શીકાર માટે શોધ કર્યા છતાં કશું નહીં મળ્યું ત્યારે ફાંકો જંગલી શીયાલ તથા વરૂના માલામાં જઇ તેમનાં ઇડાં લઇ આવનો જે બાફીને એ લોક ખાઇ લેતા! મુંબઇ આવવા માટે વસઇનો દરીયો ઓળંગવા માટે એ લોકે કારગો સ્ટીમર "એમ. એસ. કીંગ મેરી" પકડી પરંતુ દુધ સાગરના દરીયામાં તોફાંન નડતાં સ્ટીમર ભાંગી જવાથી એ લોક નાંચાર થઇ ગયા. આખરે એક મગરમચ્છ હાથ આવી જવાથી —

તેની પીઠ ઉપર બેસી એ લોકો વસઈના કીલ્લામાં ઉતર્યા, તથા ભીના સદરા લેંઘા નીચવી સુકાવા નાંખ્યા. વસઇમાં શીવાજીનો એજન્ટ ઉકાજીરાવ રાજ કરતો હતો, તેણે આ બે વીરલાઓની કહાંણી સમજી ઘણી ઇજત આપી તથા પોતાની જેલમાં થોડા દીવસ વગર ફીએ રાખવાનો બંદોબસ્ત કરી આપ્યો.

ફાંકાને નૌશીર એક દીવસ વસઈની જેલ હાઉસમાં લારીસ

રમતા બેઠા હતા, તેટલા ટોરપીડો જેવી એક સ્ટીમર નૌશીરની નજરે પડતાં તે એકદમ ચોંકયો, ચોંકતાંની સાથે છીંકયો, ને એકાએક લેંબાના પાર્ઈંચા ચઢાવી તે દુશ્મનની સ્ટીમર પાછળ દોડયો. પા એક કલાક દરીયાના મોજા સાથે બાથ ભીડી આખરે તે ટોરપીડોની તુટક ઉપર જઇ લાગ્યો ને કોઇને થોબડામાં, કોઇને કનોરામાં એમ ધમાધમ મુકવા માંડી ને આંખ વીચીને ઉઘાડયે તેટલાં તો તુટક ઉપર ઉભેલા એક ચેકપાઈ જેવા દેખાતા કેપટનના હાથમાંથી નકશો લઇ પાછો દરીયામાં કુદી પડયો ને સીધો કીલ્લામાં આવી લાગ્યો.

ફ્રાંકો કે જે આ સઘલું બંદર ઉપર ઉભો રહી તમાશો જોતો હતો તે તો અવાચકજ થઇ ગયો, અને એ સહીસલામત આવી લાગતા દાબીને બોટીમાં એક કોટી કીધી જેમ કરતાં નાશીરની જમણી બાજુની પાસલી લીવરમાં ઘુસી જવાથી ઘુમની એક હાય મારી ત્યારેજ ફ્રાંકોએ એને છોડયો.

નકશો ઉખેડી જોતા માલમ પડયું કે દુશ્મનો હીંદુસ્તાન ઉપર ચડાઇ લઇ આવવા માટે બધા બંદરોનો સ્કેચ દોરતા હતા તથા જ્યાં જ્યાં લાલ ચોકડી કીધી હતી ત્યાં ત્યાં મસાણુ કાકા—કબ્રસ્તાન એમ લખ્યું હતું.

એ લોકનો વીચાર તે જગ્યાએજ લડાઇ ઉભી થાય તો કરવાનો હોવો જોઇયે કે જેથી મરેલાં મુરદાં સીધાં કબ્રસતાનમાં પોતાની મેલેજ પુછયા કહ્યા વગર ચાલી જાય ! આવી અગતયની બાતમી મલતાં એ તો સીધો ઉકાજીરાવ આગળ દોડી પહોંચ્યો તથા શું બન્યું તેનો તુલોતુવીલ હેવાલ આપ્યો તે સમજતાં ઉકાજીરાવે એની છાતી ઠોકી શાબાસી આપી (પરંતુ છાતી ઠોકાતા તો નૌશીર લોહી ઓકવા મંડયો) તથા તેના બદલામાં અઢી આનાનાં પરચુરણ સાથની ચામડાંની એક પર્સ તથા છપનના બલવામાં મળેલી તોપ એનાયત કીધી જે એણે કામ લાગે કરીને બીસતરામાં બાંધી લીધી.

વલતી સહવારે એ લોકે ભીની આંખોએ મરાઠાઓની વીદાય લીધી તથા મુંબઇ તરફ સીધા ઘોડા મારી મુકયા.

તે વખતનાં મુંબઇમાં વેસ્ટ—ઇંડીયા—કંપની રાજ ચલાવતી હતી, તથા અંગ્રેજોએ મુંબઇના માછ્માારોને મોનું જોવાની આરસી, નીખીયા, બ્રશ, બોબપીન વીગેરે સાદી સસ્તી ચીજો ભેટ કરીને તરતનુંજ પોતાને હસ્તક લીધું હતું. મુંબઇ સાત બેટામાં વહેંચાયલું હતું, તથા ઘોબી-

તલાવથી ચાકીને આવતા આદમીઓ પાય–ધોની આગલ આવી લાગતાં વહેતાં પાણીમાં પગ સાફ કરી ઘરે ભારે જતા. બે ટાંકી આગલ ન્હાનાં ન્હાનાં હોડકાં તરતા માલમ પડતાં, તથા મજગાંવનાં જંગલમાં તે વખતે સીંહ, વાઘ ધોળે દીવસે પણ પારણાંમાંથી (પશાણોની માફક) બચ્ચાં ઉંચકી જતા, તથા તે વખતના ગવરનરો બે બલદના એકકામાં સાંજે એપોલોના દરીયે ફરવા નીકળતા.

નૌશીરને ફાંકડા આતવાર હોવાથી હાથે મેળવેલો સુટ તથા મળેલા બીલ્લા લગાવી સાંજે એપોલો પર ફરવા નીકલ્યા, તથા એ લોકના પાંસરાં ગણાય તેવા જંગી ઘોડાને લીધે સઉની નજર એ લોક તરફજ ટીકાયલી રહેતી. રસ્તે ચાલતી બુચીનાં બોલી. "મરે એ કોન હોસે, કહાંનો હોસે, પનણેલો હોસે કે કુંવારો" વગેરે હજારો સવાલ અંદર અંદર પુછતી મુછમાં હસતી એની આગલથી પસાર થતી.

મુંબઇમાં નવા જણાતા આ શખ્સોને જોઇ ગવરનર મી. ગ્લૅકસો બી જરા અજાબજ થયો તથા પોતાના ચોબદાર મારફતે પોતાની આગલ બોલાવી મંગાવ્યો.

"તુંમ પારસી દીકતા હય, મગર તુંમ આયા કીદરસે?" ગવરનરે પુછયું.

"સર આઇ એમ ગુજરાતી ગ્રેજ્યુએટ, મેત્રીક પાસ, એન્ડ ટુ સપ-લાય માઇ સરવીસીઝ સર, અનડર યાર વરશીપ સર."

"ઓહ! યુ કૅન ટૉક એન્ડ વોક ઇન ઇંગ્લીશ ઓલસો એન્ડ કોલસો."

"યસ સર, માય ડૅડી એન્ડ પૅડી એન્ડ મમ્મી એન્ડ ડમ્મી, ઓલ ઇન તવડી સર, ગીવાં રવડી સર, આઇ કમ વન ઓન્લી સર (હું એખ-લોજ આયોચ.)

"અચ્છા, તુંમ કલ ટવેલ ઓ કલોક હમકુ કોંગ્રેસ હાઉસમેં મીલો."

"ટવેલ, બટ સનલાઇટ ઓર મુનલાઇટ સર?"

"ઓહ! A. M. A. M. Yes."

આય પ્રમાણે વાતચીત થવાથી નૌશીરની છાતી ગજ ખીલી ગઇ જેથી કોટનાં કોયલાં બટન તડોતડ તુટવા મંડયાં.

## પ્રકરણ—૮ મું.

બીજી સહવારે નોશીર ફ્રાઉગેટનાં મંજને દાંત સાફ કરી મીલટનની સાથ પી ગવરનર આગલ જવા તૈયાર થયો. તલવારમાં પટો ખોસ્યો (આધમીન પટામાં તલવાર ખોસી) ઢાલ પછાડી ઢલતી રાખી લહેરે લહેરે ગામદેવી ઉપર આવેલા ગવરનર પેલેસ તરફ ચાલુ મુકયું.

ગોવાલ્યા તલાવ આગળ આવી લાગતાં નોશીરના ઘોડાનો પગ ટ્રામના પાટામાં આવી જતાં ટ્રામો અટકી પડી. તેને જોવા હજારો લોક એકઠું થઈ ગયું. કેટલાંક તો ઘોડાની ડોકમાં લગાવેલું—

" નોશીર બીન નરીમાન
ગોઈંગ ટુ ગવરનર "

સાહન બોર્ડજ જોવા પડયાં. કોઈ એની તલવાર ઉપર નજર કરતું (પીટી જવા) તો વળી કોઈ એનો સાથદાર ફ્રાંકોના ઘોડાની ચીલની સાફ કરવા લાયક પુછડી તરફજ નજર કરતું.

કોઈએ કાચ ફોડી હુંબાની મદદ મંગાવી. કોઈએ ટ્રામ કંપનીની હેડ ઓફીસ પર ફોન કીધો, જેથી ક્રેઈનનું વેગન આવી લાગ્યું, પરંતુ તેટલાં તો કોઈએ સલાહ આપી કે ઘોડાનો અડધો પગ કાપી નાંખો ને પછી ખડીવાલો ભાગ બહાર કહાડો, જેથી ઘોડાને બીચારાને દુ:ખ નહીં થાય જે અમલમાં મુકાતાં ઘોડો બીચારો લંગડો થઈ ગયો ને તેવા તેવાજ બંને બીરાદરો ગવરનરને મલવા સીધાવ્યા.

"હલ્લો બીરાદરો ! તમે આવી પહોંચ્યા." ગવરનર બોલ્યા (કે જેવન પારસી, મરાઠી, તેલંગી ઉલંગી વગેરે અગ્યાર જાતની ભાષા જાણતા હતા.)

"હાજી સાહેબ, તમારા કહેવા મુજબ આપની તહેનાતમાં હાજર છીએજી."

"જરા છાંટાની બાટલી કહાડોની હું તો કરકો થઈ ગયોચ. આજે મકુંજે ફેબ્રુઆરીની ૩૦ મી તારીખ છે તે બે દહાડા પછી હાથ ફરતો થશે."

નોશીરે તરત ગજવામાંથી અગડી સગડીએ કામ લાગે કરીને રાખેલી પેંટ બહાર કહાડી જેમાંથી ગવરનર ગ્રેકસોએ અડધા ગલાસનો બમપર પેગ લઇ બાકીનામાંથી નોશીરને ફ્રાંકોને લેવાની બહોંસ કીધી.

"હા, મકું જે તમોને નોકરી જોઇયેચ કેમ ? હું ધારૂંચ તેમ મારા મજગાવના કીલ્લા ઉપર બે તોપચીની જરૂર છે, કામમાં તો ત્યાંની તોપ

આસોએ સાફ કર્યા કરવાની ને દુશ્મન આવે ત્યારે ચોવીસ કલાક અગાઉ મને ખબર આપવાની."

"તે સાહેબને કેહું જે દુશ્મનથી અમોને ચોવીસ કલાક આગળ ખબર આપશેની ?"

"હં ! હા, હા, બેશક હું ધારૂંચ તેમ હોવુંજ જોઇએ, જો કે મને કોઈ લડાઈમાં ભાગ લેવાનો પ્રસંગ પ્રાપ્ત થયો નથી તોપણ હું કાયદાની ચોપડીમાં જોઇને તમોને કહી શકીશ.

આ પ્રમાણે આય મહાન નરનું રૂવાન અત્રે ઠેકાણે પડયું ને હજુર અહીંથી કંઇ મહાન કામ કરી બતાવી મોટી પદવી મેળવવાની આશા હતી.

દાંત બીડીને બોલ્યે તેટલા તો પંદર મહીના પસાર થઈ ગયા ને બંને જણા મફતનો ખીચડો ખાઈ નાક ટીપકી રમ્યા કરતા.

એક દીવસ મધરાત થયલી હતી, તથા સુર્ય તરતનો અસ્ત પામ્યો હતો ઝરમર ઝરમર વરસાદ પડતો હતો, અને એ લોકની ઓરડીમાં પાણી ગલતું હોવાથી નોશીર તોપની અંદરજ સુતો હતો, તેવામાં એક મરાઠા જેવા દેખાતા શખ્સે આવી બાજુમાં સુતેલા ફ્રાંકોને તલવારની અણીથી જાગૃત કીધો, ફ્રાંકોએ અકરાયલા ગભરાયલા ઉઠી (નોશીર તોપમાં સુતોચ તે ભુલી જઇ) પોતાની રીત મુજબ દુશ્મન ચડી આવે ત્યારે તોપ ફોડવાની આદત હોવાથી તોપમાં મેચીસ મુકી જેથી એક ધડાકો થઈ નોશીર દુર દરીયામાં જઈ પડયો.

"અબે એઇ ઉલ્લુ ! આઇકતેસ નાંય કાય, મી. શીવાજીચા મનુશ આહે.

"મી. ઇચિરાયણુ આલે કે હી કીલ્લા વીકાયચા આહે કાય !" પેલો મરાઠો બોલ્યો.

હવે ફ્રાંકો જરા સુધીમાં આવ્યો, ને આય વલી કમાવાનો નવો રસ્તો ઉભો થતો જોઇ બોલ્યો "હાં, હાં, હી કીલ્લા અમચાજ આહે. દીડ હજાર રૂપયે દીયા, ઇચાર હસેલ તર માલા માંગા."

મરાઠાએ દહોડ હજાર રૂપીયા ગણી આપ્યા જે લઈ બંને કાવલા પીરો ચતને પત તેનીજ બોટમાં બેસી મુંબઈ બંદરને ભીનાં આંસુંએ એક છેલ્લી સલામ કરી વીદાય લીધી.

બીજે દીવસે ગવરનરને ખબર પડતાં એની તો અજાયબીજ નહીં ભાંગી, પરંતુ જ્યારે પેલા મરાઠાને પકડી કેદ કીધો ત્યારેજ બીચારાને ખબર પડી કે દહોડ હજાર રૂપીયા લઇને એને બેઉ જણા બનાવી ગયા.

× × ×

આજુ બાજુમાં રહેવાનું એખમકારક જાંણી બંને જણાએ ભુખા ને તરસા દરીયા મારગે મુસાફરી ચાલુજ રાખી, જેમ કરતાં સાત દીવસ ને સાત રાત મળી, એક પખવાડીયું નીકળી ગયું તોપણ હજી દરીયાનો કીનારો દેખાયોજ નહીં. ખાવામાં તો દરીયાની વહેલ નાંમની મછી પકડી એ લોક ખાતા ને દરીયાનાં પાંણીમાં ચમચી ખાંડ નાંખી જેમ તેમ તે પાંણી ગલે ઉતારતા. પંદરમે દીવસે રાત્રે ઝઝકલું થતાં એ લોકને દુરથી જમીન દેખાવા લાગી. બોટને એક ઝાડ સાથે બાંધી શહેરમાં ગયા, શહેરનું નાંમ અલી-બાગ કરીને માંલમ પડયું ને ત્યાં ટીપુ સુલતાંનનો એજન્ટ વીર કાસીમ રાજ કરતો હતો.

વીર કાસીમ એના બાવા આદમના વખતથીજ સહાસીક હતો ને તેના જેવા બહાદુર શખ્સોને પોતાની નોકરીમાં રાખવાનો એને એક જાતનો મેન્યાજ હતો. અલીબાગમાં દરેક ચીજ પાકતી. મેલીન્સ ફુડ, કનડેન્સ મીલ્ક વગેરેના અગણીત ઝાડો થતાં તથા વધી પડતો માલ એ પરદેશ પણ ચડાવતો.

પૈસા ઘટી પડેલા હોવાથી મરાઠાએ આપેલી હજારની નોટ વટાવા ફ્રાંકો પોસ્ટ ઓફીસમાં ગયો તો માલમ પડયું કે એ લોક પાસ દહોડસો રૂપીયાજ સીલ્લક હતા તથા બીજા રોજ હપતેથી લઇ જવા કહ્યું. ફ્રાંકોએ દહોડસો રૂપીયા રોકડા લીધા ને બાકીના પૈસાના કાર્ડ કવર સ્ટેમ્પ વગેરે ખરીદી એક હાથ કરી લીધું ને એ લોક નફો લઇ શહેરમાં વેચવા લાગા એમ કરતાં એ લોકને સહેજે મહીના દીવસમાં પાનસો રૂપીઆનો નફો માલમ પડયો !

---

## પ્રકરણ—૯ મું.

બીજે દીવસે નૌશીરે શહેરમાંથી સૌગાતમાંની ફ્રુટ ખરીદી. એક દાડમ, એક કેરૂં, એક મોસંબી વગેરે નંગો ગોઠવી એક ગલાસ દારૂનું તથા પાંચ રૂપીયા રોકડા મુકી (બાજ લઇ જતો હોય તેમ) વીર કાસીમને નજરાણાં તરીકે ભેટ કરવાને લઈ ગયો. દરબાર ખલાસ થતાં નૌશીરે ચુંબન્યો વીર કાસીમના પગના વચલા અંગુઠા આગલ મુકયો જે ઉઘાડી એ તો કેરૂં વગેરે ખાવા લાગો તથા દાડમ શોખને ખાતર નૌશીરના તથા ફ્રાંકોનાં કલઈ કરાવેલાં ટાલકામાં મારવા લાગો. હવેજ નૌશીરને વીચાર થયો કે દાડમને બદલે એણે પોચાં પહેલેજ મુકયાં હતે તો ટાલકું તો નહીં સેકાતે ! રમુજ ખલાસ થતાં વીર કાસીમે હાથ આપી નૌશીરને પોતા પાસે બેસાડયો ને પોતાના રાજમાં કેમ આવવું થયું તેની વીગત પુછી.

અહીંયા નૌશીર લડવૈયા તરીકે નોકરી નહીં માંગતાં બીજીજ ખાહેશ કીધી. એણે બેચાર ગઝલો મરાઠી, ઉર્દુ, તેલંગી, ઉલંગી વગેરે ભાષામાં ગાઈ તથા મવાલીઓ ગાયચ તેવી કવાલીઓ સંભલાવી જેથી શાહ ખુશ થઈ ગયો ને એને પોતાના રાજમાં ગવૈયા તરીકે રાખી લીધો. ફ્રાંકો બજારમાં જઈ તબલા લઈ આવ્યો ને તેની ઉપર પ્રેકટીસ કરવા લાગો જેમ કરતાં પએક જોડી તબલાનું નખ્ખોદ વાલી નાંખ્યું.

કાસીમના દરબારમાં ખાતુન નામે મુસલીમ ગાનારી, એમા—કોસો કરીને જાપાનીસ તથા દુલારી નામે મરાઠી વગેરે ઘણી ગાનારીઓ હતી, સર્વે ગાનારીઓ ટર્ન પ્રમાણેજ ગાવા આવતી તથા સ્પેરમાં હોય તે લોક પાસે પગચંપી વગેરે લાઇટ વર્ક લેતો.

એક દીવસ ઉરનનો શાહ કાસીમને મલવા આવ્યો હતો તે પ્રસંગે નૌશીરે હુશેન ગેહનો ટાઇમ હોવાથી એક એવી ભૈરવી ગાઇ સંભલાવી કે સર્વેની આખમાથી આંસુની ધારા નીકલવા લાગી જેથી દરબાર હોલ એક દરીયામાં ફેરવઇ ગયો ને કાશીમે બોટ લાવવાનો હુકમ કીધો જેમાં બેસી સર્વેને ઘેરે જવું પડયું.

એનામાં રાગણી ગાવાની એટલી અચ્છી શકતી હતી કે જો દીપક રાગ ગાય ને બટનની સ્વીચ દબાવે તો એની મેલે ત્યાં લાઇટ થઇ રહેતી ! મલાર રાગ ગાતો ગાતો એ વગર ટીકીટે મલાડ સ્ટેશન ચાલ્યો જતો તો બી એને કોઈ અટકાવતું નહીં ! ને કલ્યાણ રાગ જેવો ગાવા માંડે

કે કાસીમ ઉંઘમાં ચાલતો હોય તેમ દરબારમાંથી ઉઠી સીધો પોરીબંદર તરફ ચાલી જતો ને મુંબઇમાં પ્રોહીબીશન હોવાથી કલ્યાણથી બે પેગ ઠોકીને ચાલી આવતો.

એણે પોતે એક ગઝલ જોડેલી જે કાસીમને બહુ પસંદ પડવાથી તે દહાડામાં દહોરસો વખત તેની પાસે ગવરાવતો.—

"મધુ બનમે' મધુરા બોલ મેના બોલે,
બોલ મેના બોલે,—જીગર પ્રેમીકા ડોલે.—મધુ બનમે'.

શેર.

માં કહે મેરે આવત પુત,
ઔર બહેન કહે હમકો ડરાતે ભુત;
આએ માંમુકે સબ લડકે,
ફીરતે પહેન કે કેશમીર સુટ.
જબ આપસમે' ચલે ઝઘડે,
તબ હોતી હય સબ લુટા લુટ.
અયસી દુનીયાં કી માયા હય,
કે મારતે ઉઠાકે ઈંગલીશ બુટ.—મધુ બનમે.

એક દહાડો વીર કાસીમને તબલા શીખવાનું એકાએક ભેજું ચવડી આવ્યું. પહેલાં તો નૌશીરે ધંધારમાં ચાવલ રાંધવાના તપીલાં મંગાવી તેની ઉપર પ્રેકટીસ કરાવી કે એની ઉપર હાથ કેવો બેસેચ તે જોઇને એક જોડ તબલા મંગાવે પણ પહેલે દહાડેજ તપીલામાં ગોબા પડી ગયા ને રેવનમાંથી ઉખડી ગયા. ત્યારબાદ નહાવાના ખાલી ટબ ઉપર પ્રેકટીસ કરાવી, પછી ઘાસલેટના ખાલી ડબા ઉપર એમ હાથ આસ્તે આસ્તે હલકો થતાં એ મજેના તબલા શીખી ગયો પણ ફેર એટલોજ પડતો કે આંગલા મારવાને બદલે એ ધબ્બાદાવ રમતો હોય તેમજ તબલા ઠોકતો. વીર કાસીમ ને નૌશીર સાથે એટલો સારો અનબનાવ થઈ ગયો કે એક બીજાને જોયા વગર ચેનજ નહીં પડતું. કાસીમે ઘણુંબી કહ્યું કે અહીં મારા રાજમાં એક એકથી સરસ ખબસુરતીઓ પડેલી છે, તું કહે તેની સાથે નેકાહ કરી આપું પણ એ એકજ જવાબ દેતો કે હમણા તો હું "બર્થ કંટ્રોલ" એટલે કે બ્રહ્મચર્ય પાલું છું ને પુરતી ઉંમરમાં આવીશ ત્યારેજ પરણીશ પરંતુ પેલા કહે તેમ કુદરત આગળ સર્વે નાચાર છે તેમ દરબારની એક ઈરાની ગાનારી મીસ પરવીન સાથે નૌશીરને ગાઢો મીત્રાચારી થતી ચાલી. મીત્રાચારીએ પ્રેમનું રૂપ પકડયું ને પ્રેમમાંથી લવ ઉત્પન્ન થયો. પહેલા તો

એ લોક હસવા મશ્કરીમાં એક બીજાને તમાચા મારી ગેલ કરવા લાગ્યા, પરંતુ જ્યારે નૌશીરે જોયું કે આસ્તે આસ્તે એની મોહોનીમાં ફસ્યા જતો હતો ત્યારે એણે પોતાનાં જીગરને એક મારી જોઈ પરંતુ અફસોસ હવે બહુ મોડું થઇ ગયું હતું. આમ વાત કાસમના જાણવામાં આવે તો પણ ડોકું ઉડવાનો સોદો હતો માટે એ લોક જાહેરમાં નહીં મલતાં હાલ તુરત તો કાગલ પતરથીજ વહેવાર રાખતાં, પરવીન નૉટપેડ કાગલજ લખતી જેના પૈસા બી બીચારા નૌશીરનેજ ભરવા પડતાં.



## પ્રકરણ—૧૦ મું.

સહવારનો વખત હતો, પક્ષીઓ પોતપોતાના માળામાં પાછાં ફરતાં હતાં; તાજાં ફુલો કરમાયલાં જેવાં દીસતાં હતાં. અલીબાગના પરસ્તાંન ગાર્ડનમાં પાંણી સીંચેલું હોવાથી ઠંડક માલમ પડતી હતી. આયાઓ નહાનાં બચ્ચાંઓને રઝલતાં મુકી પોતાના ઓલખીતાઓ સાથે ખીખી-ખાખા કરી રહી હતી.—

પરંતુ એક ઝાડની નીચે ગોઠવેલા બેંચની ઉપર એક સુંદરી બહુ ગંભીર વીચારમાં હોય તેમ બેસી કોઇની રાહ જોઈ રહી હતી, તથા પોતે પુરતી શાંત છે કે ઉશ્કેરાયલી હાલતમાં તે જોવા માટે દર પાંચ પાંચ મીનીટે ગજવામાંથી થરમા મીટર કહાડી બગલમાં મુકી જોતી હતી. તેટલામાં તો તેણીની નજર બાગના દરવાજાનું તાલું તોડી દાખલ થતા શખ્સ ઉપર પડતાં એકદમ ઉભી થઇ. ઉભી થઇને દોડી ગઈ ને દોડી જઇને તેને વલગી પડી.

"ઓહ નૌશીર! નૌશીર, વલી તેં મને આજે કાંય અહીં બોલાવી! શું કાસીમના જાણવામાં આપણી વાત આવી ગઇચે શું? જા બા, તારૂં હીટલર જેવું ગંભીર ડાચું મને જરા નહીં ગમતું. જે હોય તે જલ્દી બોલી દે, જા."

"હા, પણ તે ડીયર તુંજ બોલ્યા કરેચ ને મને તો બોલવાનો ચાન્સજ નહી આપતી તે! હા કંઇક તેવું છે ખરૂં. વીર કાસીમની જાણમાં આપણી બાબદ આવી ગઇ છે, માટે આપણે જે કરવું હોય તે જલદી કરી નાંખવું જોઇયે ને તે કરવુંજ જોઇયે. કાંય નહીં જોઇયે? હું એમ પુછું.

કંઈ કોઈ તારાં સગાં વહાલાં કેથે છે કે નહી ? તહાં આપણુને હાલમાં તો ઉપડી જવું પડશે."

"હા છે. પણ તે તો બહુ દુર ઇરાંનમાં છે. તું એમ તો નથી કહેવા માંગતોની કે આપણુને ત્યાં દુરદરાજ જવું પડશે."

"અરે હવે દરાજ ને બરાજ–અહીંયાં કુતરાંનાં મહોતે મરવા કરતાં તો લે બહેતર, મારો વીચાર જેમ બને તેમ જલદી નીકળી જવાનો છે. હમણાં રમજાંન મહીનો બી ચાલે છે એટલે ભુખે પેટે આપણી પાછલ કોઇ તપાસ કરવા નીકલશે બી નહીં. શું વીચાર ?

"હા ડીયર તું કહે તે ખરૂં. મને કંઈ એ વાતમાં ઝાઝી સમજ નહીં. પણ મને છ સાત કલાકની મહેતલ આપજે કે "વ્હાઇટ વે" માં ક્લીઅરન્સ સેલ છે તે એક ફેરો મારી આઉં."

"ચ–ચ-ચ–તમારાં બૈરાંઓનું તો એ રહીજ ગયું. ડોકાં ઉડવાનો સોદો હોય તો બા તમે લોક સેલમાં જતાં નહીં અટકો."

"વારૂં ચાલ ડારલીંગ, એમ ગુસ્સે ના થા. તું ગુસ્સે થાય છે ત્યારે તારી તલવાર મ્યાંનમાંથી ચીમઇને જોય છે તે મને નહીં ગમતું."

"વારૂં બીજી બી કંઇ તૈયારી કરવાની બળી છે કે ? મેં આજે ખબર કહાડી છે તે.

"એસ. એસ. અગ્રેમેન્નુસ આવતી કાલે ઉપડવાની છે તેમાંજ મારો વીચાર છે."

"અરે મરેરે પણ મને કેમીસોલ, પેરેસોલ, વગેરે લેવાનુંચ તે. તું એમ શું બા ઘોડે ચડયોચ. વલી આપુંને રસ્તામાં કહાં મલશે ?"

"મેં પી. એન્ડ ઓ. ની ગાઇડ મંગાવીને બધું જોઈ રાખ્યું છે. એડનમાં અચારીયા બ્રધર્સની મોટી ફર્મ છે તહાંથી તુંને જે જોઇશે તે મલી શકશે. પણ હા, એક ચીજ લેવાનું ભુલતી નાં. તારા દરદાગીના વગેરે જે હોય તે બોસતરામાં બાંધી લેજે. ચાલ ડીયર હું જાઉં છું. વલી પેલા કાસીમ ક્રાસીમને કંઈ વહેમ પડશે તો કાલનો દુકાલ આજે પડશે. હા, પણ જોની ડીયર આજે આખર તારીખ છે તે પેલાએ મને હજુર આય મહીનાનો પગાર બી નથી આપ્યો. કહે છે કે ચામડાંની તીજોરીમાંથી ઉંદર નોટ ચાવી ગયા તે નવી છપાવા મોકલી છે, તે બે પાંચ રૂપીયા હોય તો આપી જાની."

"એની ડાર્લીંગ, તારા જીવ કરતાં કંઈ થોડું છે! લે હમણાં તો છ આના છુટા છે તે ફાવે તેમ ખરચ કરજે. પણ જરા હાથ રાખીને ખરચજે. વળી કોઇની પાસે હાથ નહીં ઓરવો પડે."

આ પ્રમાણે ગોઠવણ કરી વલતી સહવારે અંધારું થયા પછી પરવીન તથા નોશીર ફ્રાંકો સાથે ઉપડી ગયાં. અલીબાગનો કીનારો જેમ દુર જતો ગયો તેમ તેમ પેદર વતન ઈરાન જોવા માટે નોશીરનો જીવ તલપાપડ થઈ રહ્યો. હીંદુસ્તાનમાંથી ઇરાન, ઓહ તે દીવશોની થાકવી નાંખનારી કંટાલા ભરી મુસાફરી દીવસના દીવસ સુધી નીચે આકાશ ને ઉપર પાંણી સીવાય કંઇજ દેખાય નહી. તે વખતમાં એરેબીયન સી, એપોલો સી, ને મઝગાંવ ચૅનલને રસ્તે જવાતું હોવાથી ઘણા દીવસ લાગતા. બોટમાં બાથરૂમની સગવડ નહીં હોવાથી દર આઠ દહાડે બોટને ભર દરીયે ઉભી રાખતા, તથા સર્વે ઉતારૂઓ કૉસરપુલ પહેરી દરીયામાં નાંહી લેતા.

અંતે દયાવંદ પહાડનો કીલ્લો દુરથી દેખાવા મંડયો તથા શાહ જમશીદનો તપકીરના રૂમાલ જેવો કાંદાભાતી વાવટો નજરે પડયો. નોશીર તો હરખમાં આવી જઇ કીનારો આવી લાગે તેની અગાઉ ઉતરી પડવા ગયો પરંતુ પરવીને સદરાની બાંય પકડી અટકાવ્યો ત્યારેજ તેને પોતે શું જોખમમાંથી બચી ગયો તે જોયું.

રેઝવાંન બંદરેથી તાર કીધેલો હોવાથી પરવીનનાં માંય બાવા સ્ટીમર પર લેવા આવેલાં તથા નોશીર ને હમાજોર કરવા લાગ્યાં. નોશીરના સસરા નેરીઓસંગનો દરબારમાં સારો વગવસીલો હોવાથી એને શાહ જમશીદ સાથે ઇનટ્રો કરાવ્યો તથા તુરતા તુરત તો કામચલાઉ બૉડી ગાર્ડ તરીકે નીમણુંક કીધી. એનાં સાસુ રોદાબે પણ આવો પહેલવાંની જમઇ જોઇને ખુશ તો થયાં પણ અસલ ઈરાંની નહીં હોવાથી અંદરખાંનેથી નાખુશ રહેતાં. એક દીવસ અસલ ઈરાંની બ્લડ વીશે વાત નીકલતાં, નોશીરને મનમાં ખોટું લાગવાથી એણે ચપ્પુએ ઘોરી નસ ખોલી કયાંની બ્લુ લોહી બતાવ્યું તથા કહ્યું કે મારા મોટાબાવા બી અસલ ઈરાંનથી નહાસી એક રાતે રીસઇને હીંદુસ્તાન ચાલી આવેલા, તમે કંઈ મને રેંજીપેંજી ના સમજતાં.



## પ્રકરણ—૧૧ મું.

શાહ જમશીદ જોઇયે તે કરતાં પોતાની ફતેહથી મગરૂર થઇ ગયો હતો. એના વઝીરે એને મગરૂરીથી બાઝ આપવા ઘણુંબી સમજાવ્યો કે જુઓ મહેરબાન, શાહ સીકંદર જેવોબી મરી ગયો તો સાથે શું લઇ ગયો ! કોઇ ચીઝ નહીં. ફક્ત સ્લીપીંગ સુટ ને બાટાનાં બુટ. માટે તકો-બરી છોડી દેવ પરંતુ શાહે કોઇનું કહ્યું માન્યું નહીં.

એ વખતે અરબસતાનમાં ઝેમ્બો નાંમનો એક સીતમગર બાદશાહ બહાદુર અરબો ઉપર રાજ ચલાવતો હતો. તેણે આ લાગ જોઇને પોતાનાં ત્રીસ હજાર ખચ્ચર એકઠાં કરી ગોદરાં, તકીયા વગેરે જોઇતો સરસામાંન લઇ પોતાના નાલાયક સેપાહો સાથે ઇરાંન ઉપર ચડાઈ આવ્યો. શાહ જમશીદે જ્યારે સમજ્યું કે ઝેમ્બો પોતાનાં રાજ ઉપર ચઢી આવે છે ત્યારે પોતે બી તોપમાં જોલાબની ગોલી ભરી વલતો જવાબ આપવા તૈયાર થઇ રહ્યો, તથા નાશીરને લઇને બહાર પડયો. ગ્રેટા ગાર્બોના કીલ્લા આગલ સખત લડાઇ થઇ, પરંતુ જમશીદ એના નબલા સીતારાને લીધે લડાઇ હારી ગયો તથા ઝેમ્બોના હાથ ઉપર કેદ થયો.

ઝેમ્બોએ આખેરી ઇચ્છા તરીકે કોઇબી ચીજ માંગવા જમશીદને ફર-માવતાં લીંબુનાં અચારની એક ચીરની તલબ કીધી, જે તેને આપવામાં આવી તથા જમશીદને બે કાબુલી ઓવર કોટ પહેરાવી ઉભો રાખવામાં આવ્યો ને કાચું ટાંબોટું ગળી જઇ જબરજસ્તીથી આપઘાત કરવાનો હુકમ ફરમાવ્યો, કે જેથી ઝેમ્બો પર બદનાંમીનો ડાઘ નહીં રહે.

નાશીરને જીવતદાંન બક્ષવામાં આવ્યું ને તેજ જગ્યા ઉપર ચાલુ રાખ્યો, પરંતુ હારેલો સપેહસાલાર હોવાથી બુટને સોલ મરાવાનુ એલાવન્સ મલતું બંધ કીધું.

એક રાત્રે નાશીર સાથે ટેલીફોન ઉપર ટાયલાં કરી સુતા બાદ ઝેમ્બોને સ્વપનું આવ્યું કે ત્રણ જંગી સ્વારો યકાયક આવે છે ને તેમાંના એકે ગુરૂજ પકડેલો છે, જેના એકજ ફટકાથી પોતે બેશુદ્ધ થઇ જાય છે પણ ગજવાંમાંથી સ્પેલીંગ સૉલ્ટની બાટલી કહાડી સુંઘતાં પોતે હોશમાં આવે છે ! આવું ભયંકર સ્વપ્નું જોઇ ઝેમ્બોએ ફલ ખાધી, ધાસ્તીથી તેનું જીગર ચીરાઇ ગયું જે ટાંકા મારી સાંધી લીધું ને ઉંઘમાંજ એવો પોકાર માર્યો કે જેથી પાયા વગરનો મહેલ ધ્રુજી ઉઠયો ! આય અવાજથી હમાંમખાનાં-

માંની બાનુંઓ ચમકી ઉઠી, ને બાંનુ અરનવાઝ ને શેહેરનવાઝ દોડી આવી. શાહને પેટમાં હાથી પોકાર મારવાનું કારણ પુછ્યું. આય ચીંતાતુર સવાલના જવાબમાં શાહ બોલ્યો "અય બાંનુંઓ, જે ચીજ તમો જાંણવા માંગો છો તે હું હાલમાં કહી શક્તો નથી, કારણકે મહેલમાં કોલનવૉટરની બાટલી આજેજ ખલાસ થઇચ ને તમે સમજીને બેશુદ્ધ થશો તો મને પાછો બીજી બાટલી મંગાવવાનો ખરચ કરવો પડશે જે મારો હોમ મેમ્બર મુનશી આપે એમ લાગતું નથી માટે તમો હાલ તુરત તો મોકુફ રાખો. વખત આવતાં સૌ થઇ રહેશે.

બીજે દીવસે બટકનાં બાફેલાં ઇંડાનો નાસ્તો કીધા બાદ ઝેમ્બોએ સર્વે આકેલ વકાઝેલને એકડા કરી રાતનાં સ્વપનાંની તાસીર પુછી. સઘલા નજુમી તુટેલે દીલે ઘેરથી પાંણીમાં ભીંજવી લાવેલા ટુવાલે આંખો નુંછી ઝેમ્બોની સાંખે ઉભા જેમાંથી એક નજુમી આગલ આવી હીંમતથી બોલ્યો કે "અય શાહ! આ સ્વાનું તારી અજલ દેખાડે છે. તું જ્યારે બી શીકારે કે સહેલગાહે જાય ત્યારે તારૂં સર હંમેશ મહેલની તીજોરીમાં રાખી બેલાશક જજે કે જેથી તુંને કંઈ બી અલવલ આવે નહીં. તથા જે ગુરૂજ તેં સ્વપનામાં જોયો છે તે એમ બતાવે છે કે તુંને હરણીયાનું મરજ હોવાથી મારવાડીનું કરજ થસે જે તું તારો ગુરૂજ વેચી ફીટાડી શકશે, તથા ભોણામાં હરગીઝ ખીર નાં ખાતો કે જેથી દીલ ઉપર ફીર થાય. અય નર, જરા આગલ સમજ કે આપણા દેશની ઉતરે અગની ખુણાંમાં આવેલા અલબુરજ પહાડ ઉપર એક ટારઝાંન નાંમે નર એની માંયના ઘેરમાં જનમ લેશે ને તેને હાથે તારી અજલ આવશે" આ પ્રમાંણે ભવીશ બતાવી સર્વેએ રૂખસદ ને ફુરસદ લીધી.

× × ×

બીજી તરફ ટારઝાંન જેમ મોટો થતો ગયો તેમ રોજ લાકડાંની તલવારથી સીંહોનો શીકાર હસવા મસ્કરીમાં કરતો ચાલ્યો. તે નહાવાની ઓરડીમાં ભરઇને રોજ પચાસ ઉઠબેસ કરી કસરત કરી અંગ કસવા લાગ્યો. તથા ચાર આના ખરચી રોજ "એશીઆઇ સીતારા," "કાબુલી ખુતારા" વગેરે નાટકો પીટમાં બેસી જોઈ આવતો કે જેથી લડઇની વખતે કેમ કાંમ લેવું તેનું ટયુશન મલે.

આ વખતે ઇરાંનમાં એક બુરીયાંન નાંમના શખ્સના બે છોકરાઓ ઝેમ્બોના બાવરચી ખાનાંમાં ખીમો છુંદવાના કાંમ ઉપર રાખેલા હતા.

એક દીવસ શાહ ચકબચક બાબરચીખાનાંમાં આવી જોય છે શું કે બંને છોકરાઓ બીલાડીનાં ગોસનાં કવાબ બનાંવી રહ્યા હતા. શાહે ગુસ્સામાં આવી બંને છોકરાઓને કત્લ કરાવ્યા, જેનું વેર લેવા પેલા છોકરાઓના બાપ બુરીયાને એક ઝુંડો ઝેમ્બોની સાંમે ઉભો કીધો જેમાં ઘણા અમીર ઉમરાવો દાખલ થયા જે બુરીયાંની ઝુંડો કહેવાયો તે લોક ટારઝાનને જઇ મલ્યા ને ઝેમ્બો ઉપર ચઢાઈ કરવા સમજાવ્યો.

ટારઝાને પોતાને ખરચે એ લોકને સીંગલ કપ ચાય ને અકેક લીમજી બીસકીટ ખવરાવી શાંત કીધા, ને ભેંસનાં માથાંના આકારનો એક નવો ગુરજ બનાવવાનો ઓર્ડર આપ્યો. ઉધરાણું કરીને બપોરે ધંબાર કીધો તથા ઝેમ્બો ઉપર ચઢાઈ લઇ જવા તૈયાર થવા લાગ્યો. લેંઘાને નવું નારૂં પોયું કે જેથી છીંકતાં તુટીને રકાશ નહીં થાય, પોતાના રખસને નરીયું ઘસીને નવરાવ્યો, વગેરે તૈયારીઓ કરી રાખી. આખરે ખોરદાદસાલની બાંમદાદે સર્વે સપેહસાલારો સાથે પોણાં ગુલાબી પાંણી કમ ચાય પીને ઇરાંન તરફનો રસ્તો લીધો.



## પ્રકરણ—૧૨ મું.

પવનની મીસાલ મંજલ કાપતાં એક જગ્યા ઉપર આવી પહોંચ્યા. બુરીયાંન કે જેનું જીગર ઝેમ્બો માટે કીના ભરેલું હતું તે હરોલમાં ચાલતો હતો. ઝુંડા ઉઠાવનારે ઝુંડો ઉઠાવ્યો હતો પરંતુ ઉંચે જોઇને ચાલવા જતાં કેરાંની છાલ પરથી પગ સરી જવાથી ઝુંડા ઉઠાવનારે ગુલાંટ ખાધી. ઝુંડો પોલાદનો હોવાથી એટલો ભારી હતો કે આખરે ક્રેઇન મંગાવવી પડી ને પાછો ઝુંડા ઉઠાવનારને ઉભો કરી કુચ શરૂ કરવામાં આવી.

ટારઝાન ટાઇગ્રીસ નદીને કીનારે થઈ બગદાદ આવી પહોંચ્યો તથા નદી ઓલંગવા સેપાહીઓને અકેકો ફુટબોલ આવેલો હોવાથી તેમાં હવા ભરી સહી સલાંમત નદીને બીજે પાર જઇ લાગ્યા. પોતાને માટે સ્પેશીયલ રબરનું ગોદરૂં રખાવેલું હોવાથી તેમાં હવા ભરી ખુશખુશાલ તેની ઉપર બેસી પોતાની બંદુકે હલેસાં મારી નદી પાર ઉતરી ગયો, ત્યાંથી પછી જેરૂસલેમ તરફ વધવા માંડયું કે જ્યાં ઝેમ્બોએ પોતાનો મહેલ બાંધ્યો હતો.

શાહ ટારઝાંને મહેલનું સર આસમાંનસે લાગેલું જોયું જેની ઉપર પીતલનો કલશ દેપાદર સાલનો દીવસ હોવાથી ખાસો પાલીસે સાફ કીધેલો હોવાથી ચલક મારતો હતો. સેતાબીથી ઘોડો દપટાવતો મહેલ તરફ આવ્યો તથા દરવાજાના ચોકીઆંન ઉપર રબરના ફુગ્ગામાં ભરી રાખેલી ઝેરી ગૅસ છોડી, જેની બેશુધીનો લાભ લઇ મહેલમાં દાખલ થયો, તથા જે કોઈ દુસ્મન સાંમે મલતો તેને ગુરૂજના ફટકા મારતો આગલ ધસ્યો.

ટારઝને કયાંની તાજ જે ઝેમ્બોએ અમરદાદસોલને દહાડે પહેરવા રેવન મારીને આંનલીએ સાફ કરી ગોડાઉનમાં તૈયાર રાખ્યું હતું તે પોતે સર ઉપર મુકી ત્રણ પૈયાનાં તખત ઉપર બીરાજમાંન થયો.

મહેલમાં ચોતરફ નઝર કરતાં ઝેમ્બોનો પતો નહીં લાગવાથી જનાંનખાનાંમાંથી કાલી આંખવાલી ને આફતાબના ચહેરાવાલી નાંઝનીનોને ટારઝાંને બોલાવી ને ગપેડીનાં દુધે નહાંન નહવરાવી ગુમરાહીના અંધકારમાંથી તેઓનો આતમા પવીત્રાઇથી રોશન કીધો. તે ઔરતોએ ટારઝાનના સવાલમાં જણાવ્યું કે ઝેમ્બો હીંદુસ્તાંન તરફ એના બૉડીગાર્ડ નૌશીર સાથે જાદુસ્તાંન નાંમનો મુલક સર કરવા ગઈ કાલેજ થરમોશમાં કૉફી ભરી ઇંડાં પાંઉ બાંધીને એની મમઇને છેલ્લી સલાંમ કરી સધાવ્યો છે, કારણ કે નજુમીઓએ આગલથીજ એને કહી રાખ્યું છે કે આ ભાડેનું રાજ તારે થોડા વખતમાંજ ખાલી કરવું પડશે. નજુમીઓનું નજુમ ઉંધું વાલવા એ રોજ સવારના ડઝન ચીકીન કપાવી તેનાં લોહીથી નહાતો હતો તો બી જે બનવાકાલ હતું તે તો બન્યુંજ. ચાલો હવે જમણ માટે પાતરાં બીછાવવાનો ઑર્ડર આપો કેમકે પેટમાં કકરી પડી છે.

નૌશીરની ગેરહાજરીમાં સરદાર કુન્ડુ કે જે બજાર હાટનો હીસાબ તથા ધોબીનાં કપડાં લખતો હતો ને ખજાંનાની પાસબાંની કરતો હતો તે યકાયક મહેલમાં દોડતો આવ્યો ને જોય છે શું કે એક નવજવાંન બાદશાહ ઉંચી જગોએ ઝેમ્બોનાં રંગ મારેલાં તખત ઉપર 'રંગ તાજો છે.' નું પાટીયું જોયાવગર બેઠેલો છે. તેનાં એક હાથ ઉપર ઉંટ જેવી લાંબી શાહેરનાંઝ બેઠેલી હતી તથા બીજા હાથ ઉપર ચણોઠીના રંગની મહતાબ ચહેરાવાલી અરનવાઝ બેઠી હતી, શાહેરના તમામ દરવાજા ઉપર મીકી માઉસનું લશ્કર કમર કસી ઉભું હતું.

કશો ગભરાટ કર્યા વગર તેમજ એ ભેદનો કોઇથી ખુલાસો પુછયા

વગર કુન્ડુ નમતો નમતો જઈ નવા બાદશાહને સલામ કરતો ઉભો ને દુવા દીધી કે:—

"અય શાહ, અમો પર તેમજ અમારા વડીલોના રૂવાનો ઉપર તારૂં રાજ અમર તપો. (તડકામાં) તું જેવા બાદશાહથી અમો આશા રાખીયે છીએ કે મેથીની ભાજી તેમજ મુરા ઉપરનો કર અમારા રાજમાંથી નાબુદ કરી તું રૈયતને રાહત બક્ષશે, પાઉડર લગાડેલી એકટ્રેસો કરતાંબી તારૂં રાજ વધું ઝલકતું થાઓ. તથા હવે પછી તારૂં તખત બીજા કોઈ મવાલીના હાથમાં નહીં જાય તેની સંભાલ માટે અત્યારથીજ જમીન સાથે સ્ક્રુ મરાવી લેજે. એમીન! એમીન!

દીલાવર શાહે એનો બરડો ઠોકી શાબાસી આપી તથા હુકમ કીધો કે જાઓ શાહી મીજલસનો તમામ સામાન તૈયાર કરો. ગોયનોને બોલાવો તથા શરાબ હાજર કરો ને યાદેયાદ ગણુદેવીના શાહ ગુરતાદ બામટને ટેલીફોન કર કે મીજલસમાં હાજર થાય તથા મઝગાંવ, ગીરગાંવ, ગોરેગાંવના નવાબોને તેબી બોલાવવાનું ચુકતો ના તથા મારે માટે ડેનસીંગ પાર્ટીમાં જવા એક ફ્રોગ કોટનો ઓર્ડર "લાફાન્સ"ને ત્યાં જલદી મોકલાવજે. ખાવાનું કોનટ્રેકટ કામા બાગના પાવરી મી૦ વીકાજી વેંકવેંકને આપજે ને ઈંગલીશ ડીશ ઉપરાંત મોગલઈ તથા કાબુલી તથા ફ્રેંચ વાણીઓબી બનાવવા કહેજે.

બપોરની ફ્રેંચ ડીશ ખાસ કરીને લા–લેન્ડેમીન, વેજીટેરીયાં, લારા–લા–બુઆ, તથા સોડા લેમન સાથે આલા–ઝીયોર મુકવાનું ચુકતો ના રાતની ડીશ ઘ–યુ–ડી–વાસ હાતે–ડી–લબ, ઘયુસ–વીલેપાલે ને વાઈન સાથે રેઝોપાર તથા ઝીંગેમાર મુકાવજે જાઓ હાલમાં તો એટલી તાકીદ કરો.



## પ્રકરણ—૧૩ મું.

સહવાર પડતાં કુન્ડુ ત્યાંથી સેતાબ નીકલ્યો ને પોતાનું એરોપ્લેન તૈયાર કરાવી પેટ્રોલ ઉપર ભાવ ચડી જવાથી ઘાસતેલ નાંખી ઝેમ્બોને ચેતાવવા દોડી પહોંચ્યો, તે સર્વે હકીકતથી વાકેફ કીધો ને બોલ્યો કે "ઓ જંગી જોધાઓના શાહ, તારૂં કામ હવે ઉંધું વલવાનો દીવસ આવી પુગ્યો છે. કેમકે બહારના મુલકથી ત્રણ જંગી જોધા વગર જીનના ઘોડા ઉપર સવાર થઇ તારા મુલકમાં આવી પહોંચ્યો છે જેમાં એક ટારઝાન

નાંમે છે તે તો તાડનાં ઝાડ મીસાલનો તથા રાજવંશી ચહેરાનો છે ને દરેક પગલું ઉઠાવતાં ધરતી ધ્રુજી ઉઠે છે જેથી અમોને શહેરમાં આખો દીવસ સ્ટીમરોલ ફેરવાવાનું પડે છે. એ તો ઘોડા ઉપરથી ઉતર્યો વગરજ મહેલમાં દાખલ થયો છે ને જેને લીધે ફ્લાવર વાઝો ને હાંડી ઝુમરોનો ખુદો કરી નાંખ્યો છે. તારાં સર્વે એલમોને તલેસમો ખુંણે ખુંણે તરો અને સરકો છંટાવી નાબુદ કીધાં છે. હવે તારૂં કંઇ એની સાંમે ફાવે તેમ નથી, માટે મારૂં માંને તો અહીંથી સીધોજ હીમાલય ઉપર જઇ સાધુ થઇ જા, હું મહોત ચેતીને તો તારે માટે ખાખી કફન બી લેતો આવ્યો છું.

ધરાંનનો રાજકર્તા ઓહાક ઝેમ્બો કુંન્કુની આ ગોફતેગોથી જોસમાં આવ્યો તે એને બોલતો બંધ કરી તુરત લડાઇને માટે તૈયારી કરવા નોશીરને ફરમાવ્યું. ઝડપી ચાલતા ઘોડાઓને આંખમાં સુરમો આંજી તથા પગે ડનલોપની હીલ મરાવી જીન બંધાવ્યા વગરજ રાતોરાત નોશીરની સાથે દોડતો ધુપાં બોમ્બરને રસ્તે ટોર્ચ નાંખતો આગલ વધ્યો ને મહેલને ચારે તરફથી ઘેરી લીધો.

જ્યારે ટારઝાનના માણસોને આય વાતની ખબર પડી ત્યારે તે લોકોએબી પહેલાં તોપમાંથી પ્રો. જેમ્સની વીજળીક શક્તીની ગોળીઓ છોડવા માંડી. પરંતુ ચોમાસાને લીધે હવાઇ ગયલી હોવાથી આખરે પપેટા કાંદા છુટા મારવા માંડયા.

ઝેમ્બોનું લશ્કર કેટલાક દીવસ થયા ભુખે મરતું હોવાથી એ લોકને તો ખોદાયજીજ પાયા, ને સાંબા લડવાને બદલે પપેટા કાંદા એકઠા કરવા મંડયા. નોશીરે ઘણીબી બુમ મારી કે નાંપાકો જ્યારે લડવાનો વખત છે ત્યારે શરમ છે કે તમો તમારી જાન ઉપર જઇ પપેટા એકઠા કરવા મંડી ગયા. પણ લશ્કરે કંઇ એનું કહયું માન્યું નહીં ને ખુશ ખુશાલ ગરમ પાણીમાં પપેટા ઝબકોરી અડધા કાચા પાકા ખાવા મંડી ગયા.

ઝેમ્બોએ મામલો તદન બીચકેલો જાંણી લોખંડી બખતરથી પોતાનું તમામ શરીર ઢાંકી એખલોજ મહેલ તરફ ટારઝનની શોધમાં દોડયો. છાપરાંનાં મંગલ્યાં મારફતે નીચે ઉતર્યો પણ જમીનને પગ લગાડે તે પહેલાં તો ટારઝને ગુરૂજનો એક ફટકો મારી એનું રેવન મારેલું ટીનનું બખતર તોડી નાંખ્યું ને આખેરનો ફટકો લગાવવા ગુરૂજ ઉચકયો તેટલામાં સરોશ ફરેસ્તાએ દેખાવ દઇ ટારઝનનું નાંક પકડી ફરમાવ્યું કે હજી એની અજલ આવી નથી માટે હાલ તુરત તો એને ખાલી બંદીવાનજ કરવો.

બીજે દીવસે સહવારે નાસ્તો પાણી કીધા બાદ ઝેમ્બોને ટેક્ષીમાં બેસાડી કેદ કરવા દયાવંદ પહાડ ઉપર લઇ ગયો, પણ ઉપર જવાનો રસ્તો બહુ કઢંગો હોવાથી ટાયરમાં પંચર પડયું જેથી લાચારીએ બાકીનો રસ્તો એક આનો આપી ટ્રામમાંજ મુસાફરી કરવી પડી. ટ્રામના કંડકટરે અલબુરજ પહાડ આવી લાગતાં ટ્રામ ચેન્જ કરવાની બુમ મારી જેથી એ લોકને વાયા બે ટાંકીની ટ્રામ પકડવી પડી !

જુહાક ઝેમ્બોને દયાવંદમાં કયદ કરી એને જોઇતું ફરનીચર, ફલાવર વાઝ, શરાબની જાંમ તથા દુધ પીવાની શીશી વગેરે મુકાવી આપ્યું તથા કોઇબી ચીજની ગેરહાજરી માલમ પડતાં પોતાને ૮૦૯ નંબર પર ટેલીફોન કરવાની તાકીદ ફરમાવી પોતે ત્યાંથી રૂખસદ લીધી.

શહેરના પ્રખ્યાત પુરૂશો જમનાદાસ વાલજી, ઠાકરસી મકરસી, તેમજ અરદેશર બીબીકાંન, જેઓ જર તથા ખજાનાના માલેક હતા તેઓ પોતાની શક્તિ મુજબ નજરાણું લઇ બીજે દીવસે દરબારમાં હાજર થયા તથા પોતાને ઝેમ્બો જેવા ઝાલીમ શાહથી રીહાયત બક્ષવા માટે ટારઝાનને શાબાસી આપી,

શાહે તુરીયાંની માંટી, સકરકનની ગુંણ વગેરે નવાજેસો જે રૈયત તરફથી થઇ તે ઇનિડસટ્રીયલ હોમમાં મોકલાવી આપી તથા રોકડી રકમ આપી તેમાંથી ગરીબ જરથોસ્તીને રહેવાને માટે ગોડાઉન બાંધવા અંજુમનને વગર શરતે એનાયત કરી દીધી.

પાદશાહે તેઓ ઉપર વલતી નવાજેસો કીધી તથા સૌને તેમની હોંશ્યારી મુજબના ઓધાઓ બક્ષ્યા. જમશેદ જાબુલીને "સરદારે—આલા—ગ્રાંડ" નો માનવંતો ખેતાબ આપ્યો તથા સોનેરી રંગે રંગેલી મુઠ સાથની પતરાંની તલવાર ખાલી શોભાને માટે રાખવા એનાયત કીધી તથા કંઇબી ટંટા ફીસાદ વખતે શાહની પરવાનગી લઇ તે વાપરવાની છુટ બક્ષી બીજા સરદાર લવજી લંબેકાનને "સરદારે—આલા—ડુલ ડુલ"નો ખેતાબ આપ્યો તથા બીજા નાના સેપાહીને લાલ લીલી ફીટ હોદા પ્રમાણે બક્ષી તથા ચાંદને બદલે કોડેક કેમેરાથી લેવરાવેલા રૂપીયાના સોલવાલા પોતાના ફોટા દરેકને એકેક એનાયત કરી છાતી ઉપર લટકાવી ફરવાની તાકીદ ફરમાવી.



## પ્રકરણ--૧૪ મું.

નોશીરનો વારો આવતાં શાહે એને કેદ નહીં કરતાં પોતાના અંગ રક્ષક તરીકે રાખી લીધો પરંતુ જો જરાબી ફીતુર કરતો માલમ પડે તો તો ચોવીસ કલાક અગાઉ ગરદન મારવાનો હુકમ બહાર પાડયો.

સઘળા નામદારોએ શાહ આગળ જઇ જમીન ઉપર અકરૂ બેસી જઇ રૂખસદ ચાહી.

નેકતાલેના ટારઝાને જે જે કામો કીધા તેમા સર્વેથી પહેલું એ કે બધી રૈયતને રાજને ખરચે છુરીયાની પલાવ જમાડયો તથા હસપીતાલમાં સુવાવડી બાઇઓ માટે સુંદ મોકલી આપી. નાહ્લા છોકરાંઓને દોધીનો હલવો વહેંચ્યો તથા ઉંમરે પુગેલાને માટે ઇરાનમાં દરીયે કીનારે એક રેકલેમ ઉભું કરી આપ્યું કે જેથી દરેક જુવાન્યાને સંસારનો સાથી શોધી લેતાં વાર નહીં લાગે! જેલોમાં સુકું નાંન ને પાણી આપવાનો ઝેમઓનો હુકમ રદ કરાવી રોજ મોટી દાલ તથા ઘરભનું અચાર આપવાનો બંદોબસ્ત કોધો. ટારઝને જ્યારે પોતાની મુરાદને પામેલો જોયો ત્યારે શાહી રાહરસમ મુજબ શહેનશાહી મહેલ તેમજ તાજ વ તખ્તને ફરી એકવાર બ્લેક જાપાન મરાવી તૈયાર કરાવ્યાં ને મહેર મહીનાનાં મુબારક મહેર રોજ શાહી તાજ માંકડ વખોડી સર ઉપર મુકયું.

લડાઇની ગરબડમાં આપણે નોશીરની માશુક પરવીનને તો લગભગ ભુલી ગયા. લડાઇની ધાંધલમાં નોશીરને શેહાદી કરવાનો મોકો તો મલ્યોજ નહીં પણ જ્યારે હવે ટારઝનનાં રાજમાં સુલેહ શાંતી હતી અને દરેકનાં ઢોર ઢાંખર પણ તબેલાઓમાં આરામથી પોદતાં હતાં ત્યારે એક દીવસે નોશીરે શરમાતાં શરમાતાં પોતાના સસરા નેરીયોસંગની શેહાદી માટે બહાલી માંગી.

"મહેરબાન નોરીયાસંગજી (આઇમીન નેરીયોસંગજી) ત-ત-ત છે તે કરીને મને જરા ખાનગી વાતમાં તમારૂં મત છે-તે-હું પુછવું છે." નોશીર બોલ્યો.

"અરે હારે, એમ ત-ત-પ-પ થઇને ગભરાયા શાનો કરે છે? હું જાણું છું કે તું પરવીનનો ઉમેદવાર ને ધાનદાર છે ને હવે જલદી શેહાદી કરવા માંગતો હશે."

"હાજી હાજી, તમે કહ્યું તેમજ કંઇ છે. હું તો ખાલી સહેજ તેને માટે પુછવા આવેલો."

નેરીયોસંગ કે જેવણુને છ ચોખીયાર માંથે પડેલી તે આય એક

વગર મહેનતે ઉચકઈ જતી જોઇ બોલ્યા—"નોશીર, તું કીમતવાંન છે. કીમતવાંન છે. આબ્રુસવાંન છે. (ચડ જા બેટા સુલીપર) એ તો આય બાદ-શાહનાં બદ કીસમતને લીધે તુંને તારી બહાદુરી બતાવવાનો મૌકો મલ્યો નહીં પરંતુ હું તો તારી કીંમત કરૂંચ. આપણે આવતા અશીશન મહીનાના આસતાદ રોજે અહીંની ફસલી અગીયારીમાં અસલી રાહ રસમ મુજબ તારા ચાર ચોખા છંટાવી આપશું. તારાં માંય બાવાને બોલાવવાં હોય તો તાર કરતો આવજે!"

"અરે નહીંરે એ ખુજરાંઓ તારનું નાંમ સમજીને બેશુદ્ધ થઈ જશે. એ તો હું પાછો હીંદુસ્તાન જવસ, ત્યારેજ વાત થઈ રહેશે."

ને આય પ્રમાણે નોશીર બાવા અહીં પેદર વતન ઇરાનમાંજ ઠર પડયા. તોબી દીલાસાને ખાતર તવડી એક તાર કીધો.

તાર તવડી પુમતાં નોશીરના બાવા કેકાઉસ બીન ફીરોઝ બોલ્યા.

"જોયું! હું નહીં કહેતો હતો કે એ પોર્યો કોઇ બી દહાડો નાંમ કહાડશેજ. મોડે વહેલ્લે એ ઇરાનનો શાહ બને તો હું અજાયબ નહીં થાઉં."

"અરે હારે મરે, આપરાં કહાં નસીબ કે એ સીધો પાધરો ઘેરથી આવે." આપરે લગનના ખરચમાંથી બચ્યાં તેજ ગનીમત કરોની ?" નોશીરનાં આંસુ બોલ્યાં.

બીજે દીવસે નૌશીરના બાવાએ વલતા જવાબમાં એક પોસ્ટ કાર્ડ લખ્યો.—

"ડીયર ગુસ્ટી બૉય નૌશીર,

તારો તાર મલ્યો, મલતાંની સાથેજ ઉખેડયો જે ઉખેડતાની સાથેજ વાંચ્યોબી. દીકરા તે તારમાં લખ્યું કે અહીંયા આવતા ના પણ તેં તારાજ નસીબમાંથી અગીયાર રૂપીયા પહેરામણીના ગયા. દીકરા તું પન્યો તે ખરૂં પણ આપરાં ખાનદાનને લાયકની છે કે ? નહીં તો મારૂં નોઝ કપાઈ જશે હું કે ! કંઇ નહીં નાદાન હોય પણ ખાનદાન હોય તો ચાલે, ને દીકરા તું કંઇ સુધર્યો કે ? જોની દીકરા અહીંયા કસ્તી બહુ મોંઘી મલેચ તે ઈરાંનથી તારી માયને વાસ્તે લેતો આવજે. છ ઇંચ પહોલી ને ચૌદ ગજ માપીને લેજે, બાર ચૌદ વરસ જોવું નહીં પડે તેવી ને ઓલ તે ઇરાંનનો શીરાઝી વાઈન ! દીકરા આવે ત્યારે એકાદ હાંડો ભરીને લેતો આવજે. ને આપરે ઈતીહાસમાં વાંચ્યુંચ કે ઇરાંનના ઘેરા તો પહાડી ને સાતેક ફુટ લાંબા હોયચ તે તારી ગેરીની એવરેજ લંબઈ જરા મોકલી આપજે કે આપણા બારણાં બદલાવવા પડશે કે કેમ તે સમજ પડે !

બીજું આપણી લાલ મરઘીને તું ગયા પછી ખઈ ચયો ને મરી ગઈ. ને કારો મરઘો હજુરબી એની વીસ રાણીઓ ઉપર એકલોજ સ્વરાજ ચલાવી રહયોચ.

બીજું પહેલે મારનઃ પાલલનજીને તહાં જોડ છોકરી આવવાથી જગા નાહની પડવાને લીધે ખાલી કરી ગયાંચ.

ઈરાંનનો રાજાને જરા અસેમસે પુછી જોજેની કે હીંદુસ્તાનથી કલીંગર મોકલીયે તો સારો ભાવ આપશો કે. નહીં તો તાપના દહાડામાં માથા ઉપર મુકવા ખાલી કલીંગરના કેટલાં મોકલું ? એકના જુદા જુદા ભાવ જરા મારી ઉપર લખી મોકલજે. દીકરા, તું કેથે લડાઇમાં કપઇ બપઇ જાય તો ચોત્રીસ કલાક આગળથી તાર કરજે કે અમો અહીંયા ભણુનું ગણુનું ચાલુ કરીયે. દીકરા સમાલીને રહેજે.

લી૦ આઈ બેગ ટુ રીમેઈન (બીહાઇન્ડ) હસબન્ડ ઑફ યૉર મધર, ફેકાઉસ જાન ફીરોઝ બીન નરીમાન કમાન્ડર ઑફ ફુલફુલ બેટેલીયન ઑફ ગવડી.

## પ્રકરણ—૧૫ મું.

ઉપલું કાગલ નોશીરને લગભગ ત્રણ વરસે મલ્યું, કારણકે કાગલ તવઠીથી સુરત આવ્યું પણ સુરતના પોસ્ટ માસ્તરને તહાં છોકરૂં આવેલું હોવાથી ચાલીસ દહાડા રજા ઉપર હતો, ત્યાં ચાલીશ દીવસ પડી રહ્યું. ત્યાર બાદ ફોરવર્ડ થયું ને દીલ્હી થઇને પેશાવર ગયું, ત્યાં ફ્રન્ટીયર ઉપર તાયફાવાલાઓએ ટપાલને લુટી લીધો ને બધી મેઇલ બૅગ્સ હાથ કીધી, લુટારા મહમદબેગના હાથમાં વાંચતાં વાંચતાં નોશીરનો કાગલ આવ્યો. પહેલાં તો પેટ પકડી પકડીને હસ્યો પણ પોતે બી બે ત્રણ બાપનો બેટા હતો ને બાપ બેટાની જુદઇ કેવી કાતીલ હોય છે તે પોતે જાણતો હોવાથી એણે સ્પેશ્યલ કાસદ મારફતે તે રૂક્કો ઇરાંન રવાના કીધો. કાસદ રસ્તામાં હાર્ટ ફેઇલથી મરી જવાથી તે રૂક્કો એક ખેડુતના હાથમાં આવ્યો જેણે પાછો ટપાલમાં નાંખ્યો પરંતુ તે ટપાલનો થાંભલો ઝાડપાંનથી ઢંકઇ ગયલો હોવાથી કોઇ પોસ્ટમેનની નજર તે ઉપર પડતી નહીં. એક દીવસ શાહી સવારી નીકલવાની હોવાથી રસ્તો સાફ કરતાં પોસ્ટનો થાંભલો નજરે પડયો. એમ રખડતાં રખડતાં તે કાગલ નોશીરને મલ્યું તો ખરૂં પણ તેટલાં તો ઇરાંનમાં કચકંઇ ફેરફાર થઇ ગયા હતા. ઇરાંનના શાહે નવી ચાર પાંચ બૈરી કીધી હતી ને જુનીઓને ત્યાં ચાર પાંચ શાહજાદાઓ થઇ ગયા હતા. નોશીરને ત્યાં સુક્કાં ગુલાબ જેવા બેટાની આમદ થઇ હતી જેમાં એકનું નામ અસ્પી હતું.

શાહ ટારઝનની અરબસતાંની મહોરદાર શીરીનને પેટે ગુલચહેર નામની એક બેટી હતી. અસ્પી એને દાખલા કરી આપતો તથા ઝંદ ભાષાનું ટયુશનબી આપતો તથા દરેક ચીજ કોપી કરવામાં ગુલને મદદ કરતો. એમ લેશન કરાવવાને બહાને અવર નવર એ શાહી મહેલમાંબી જવા લાગો. નોશીરને ઇરાનની એટલી મોહીની લાગી કે હીંદુસ્તાન જવાની તો વાતજ નહીં કરતો. વરસમાં એકાદ બે કાગલ આવતાં તથા જતાં. એના પપ્પા હવે તવઠી રેજીમેન્ટમાંથી ટાયર લઇ રીટાયર થયા હતા. જેવણ ઘડી ઘડી નોશીરને એક વખત પોતાને મલી જવા લખતા હતા. આખરે પોતે પંદર વરસ તાબેદારીથી નોકરી કીધી તેના બદલામાં શાહે એને નવ મહીના ફરલો તથા ત્રણ મહીના પ્રીવીલેજ કરીને વરસ દહાડો રજા આપી જેથી નોશીર પોતાના માંય બાવાને મલવા માટે ઇરાંનથી ઉપડયો.

ઉપડવાની રાત્રે ગુલ અરપીને મળવા આવી તથા એ લોકો ચણાનાં ઝાડની નીચે એકાંતે મળ્યાં. અરપીએ કામપ્લેટ કીધેલી નરાણું ટચની આંગલીની વચલી વીંટી ગુલને પહેરાવી જેના બદલામાં ગુલે સુન્નાંની બોઝપીન હેતથી સંભાળી રાખવા તે અઘડી સઘડીએ ગીરવી મુકવા નોશીરને આપી.

"ગુલ, મારૂં એક કામ નહીં કરે ?" નોશીર બોલ્યો.

"હા બોલની પણ, મેં કયે દહાડે નાં કહ્યુંચ!"

"પણ શરમનીબી હદ હોયની. મારેથી કેમ મહોને ચઢીને મંગાય ?"

"હા—હા, હું સમજી. તું વ્હાલો હીંદુસ્તાન જાયચ તે કંઇ ખરચવા જોઇતું હશે."

"હા, ના, કંઇક તેમજ. જોની ડીયર મારા પપ્પાએ છ ટકાની પ્રોમીસરી નોટ લીધી, ને ભાવ તેજીમાં આવે તો વેચી નાંખવાની વાર જોઇ પણ મંદી થઇ એટલે ખોટ આવી ડીયર."

"એ હું તેજી મંદી કંઇ નહીં સમજુ. લે તુંને હમણાં જોઇતા હોય તેટલા મારાં મમ્માં એ તીજોરીની ડુપલીકેટ ચાવી બનાવી રાખીચ તે અમે તો પપ્પાની હરસે જે જોઇયે તે વગર પુછવે લઇયેચ. પપા તો બીચારા રાજકાજનાં કામમાંથી નવરા થાય તો પૈસા ગણુવા બેસેની ?"

"થેંક્યુ ડીયર, થેંક્યું. પપા ગુલમહોરનાં ઝાડ નીચે મારી વાટ જોતા હશે આમાંથી તો અમારાં ચહડી ગયલાં બીલ ચુકવવાનાં છે સાહેબજી."

"સાહેબજી. સાહેબજી. ટટા પણ મને ભુલતો નાં હં અરપી ! ત્યાંથી પુગ્યાનો જરૂર તાર કરજે. બે પાંચ મહીનામાં તો મને તાર મલી જશે. તું જશે તેટલાં તો મારા કાકાનો પીરોજ છે, તેની સાથે હસી બોલી દહાડા કહાડસ. શું કરૂં, હા બા, મારાથી કંઇ હસ્યા વગર એમ રહેવાય નહીં."

"જરૂર, જરૂર, ડીયર. પાયધુનીની સામુદ્રધુની પસાર કરી જેવું હીંદુસ્તાનનું બારૂં દેખાવા લાગશે કે તહાંથીજ તાર કરી દેવસ ગુડબાય.

*　　　　*　　　　*

"કેમ અરપી શું કરી આયો ? મેં કહ્યું તેટલું લાવ્યો કે ? લાવ જોઉં કેટલું લાયો ?"

"પપ્પા, હમણાં તો એ બીચારીની પર્સમાં આટલા પાંનસો દીનારજ હતા. બીજા તો કહેય કે એના પપાએ સારાં બ્યાજે મારવાડીને બ્યાજે ધીરીયાચ."

"હા પણ તે એટલા તો એટલા લે તું બી એમાંથી બે પાંચ લે. તુંને બી કંઇ લેવા કરવાનું હોસેની. એ તો એમજ દીકરા, ઘી ખાના ચક્કરસે ને દુનીયાં ખાનાં સક્કરસે, આવું બાદશાહી કુટુંબ હાથ લાગુંચ તે થોડે થોડે વખતે રૂમડી મુકાવ્યાજ કરવાની. તું તો હજુર દીકરા નાદાંન છે. આસ્તે આસ્તે શીખશે.'



## પ્રકરણ—૧૬ મું.

તે એક ખુશનુમાં સહવાર હતી. શાહ પોતે એના છેલછબીલા કુટુંબ કબીલા સાથે બંદર ઉપર નૌશીરને વીદાય કરવા આવવાનો હતો જેની તૈયારી થઇ રહી હતી. લાલ જાજમ સીવઇને આવી નહીં હોવાથી ઘેરે ઘેરથી માર્શીયલ લૅા વાપરી લાલ સાડીઓ મંગાવી રસ્તા ઉપર પાંથરી દેવામાં આવી હતી. સ્ટીમરનો રંગ પણ લાલ હતો. ને સર્વે કોઇના ગાલ પણ ગુલાબી ઠંડીને લીધે લાલ હતા.

નૌશીરે ઘોડા ઉપર બેઠાં બેઠાં દમામમાંજ ડોક ઢીલની સર્વે કોઇની રૂખસદ ચાહી. પરવીનનાં માંય બાવા બી આય ઘેરજમાઇ થઇ પરેલા અરપીને જતો જોઇ જરા ખુશ દેખાતાં હતાં. કોઇએ કંઇ ને કોઇએ કંઇ લાવવા કહયું. શાહ ટારઝાને હીંદુસ્તાંનની કંઇ નવાઇ લાવવા કહયું જેના જવાબમાં નફ્ફટ થઇને નૌશીરે કહી સંભલાવ્યું કે મહેરબાંન એ તો દાંમ કરે કાંમ ને બીબી કરે સલાંમ. દહોરીયાંવાલાનો છોકરોજ આખરે ઘુંઘરે રમશે, ત્યારે તરતજ શાહે કાંસી કરાજીને બેરસલ્લા બેંકનો બસો દીનારનો હાટર્ન—ટુ—ધ ડ્રૅાઅરનો ચેક લખી આપ્યો ને નીચે મરાઠીમાં સહી કરી ગરમ સીલ મારી.

ગુલ એના બાપ જોય નહીં તેમ દુરથીજ સુતરઉ રૂમાલ ઉડારી અરપીને વીદાય ચહાતી એક ખુણાંમાં ઉભી હતી. આખરે સ્ટીમરે વ્હીસલ મારી પણ કાદવમાં ચીટકી બેઠેલી હોવાથી ઇંજીન ચાલુ કરવા છતાં ઉપડી નહીં ત્યારે સ્ટીમરનું રોલર ઇંજીન લાવી તેનાથી આંચકો મરાવી આપ્યો ત્યારે ચાલુ થઇ.

દર્શાન તહેરાન, માથેરાનના મુલક છોડી સ્ટીમર પાયધુનીની સામુદ્રધુનીમાં દાખલ થતાં મુંબઈનાં બારાંનો ખુશનુમાં કીનારો દેખાવા લાગો. રાજાબાઇ ટાવરમાં ઠોકાતા ઘંટાનો સહાદથી સ્પષ્ટ સમજાવા લાગો.

મુંબઇ ઉતરી એ લોક કરાંચી મેલ પકડી સીધાં તવડી ગયાં. તવડીમાં પગ મુકતાં કંઈ ઔરજ રંગ માલમ પડયો. નૌશીરે ઘેરની બારીને પણ કાલા પડદા દુરથી લગાડેલા જોયા. અને સ્ટેશન ઉપર લેવાને માટે પોતાના માનીતા સફેદ–દેવ ઘોડાને બદલે કાલો ઘોડો જોતાંજ એને વહેમ પડયો કે ઘેરમાં કંઇક બન્યું છે ખરૂં. નોકરને પુછતાં માલમ પડયું કે એના બાવા કેકાઉસ કેટલાક દીવસ થયા સીક હોવાથી હાલમાં ગેસના ચુલા પર છે ને નૌશીરને મલવાને માટે ટગર કરી રહાચ આય સમજતાં નૌશીરે ઘોડાઓને એડ મારી પોતાના મરતા પેદરને મલવા પુરપાટ દપટાવી મુકયો. ઘેરે જઇ જોયચ તો કાલાં બીછાનાં ઉપર કાલી ચાદર બીછાવી કાલા સ્લીપીંગ સુટમાં એનો પેદર સુતો છે. આજુબાજુ ટીપઇ ઉપર કોલનવોટર ને બ્રેન્ડીની બાટલી પડેલી છે. માંદર ફાટેલા ટકીયા ઉપર પગ ટેકવી ગુંઠનમંડયે પડી રડતી બેઠી છે.

નૌશીરે એકદમ આગલ જઈ વીલાપ કરતાં સર્વેને દુર કીધાં તથા બાટલીમાંથી એક પેગ લઈ પોતે હોશયાર થઇ પેદર આગલ ગયો. પેદરે નૌશીરનો હાથ આંખે દાબ્યો તથા બોલ્યો. "નૌશીર, નૌશીર, બેટા આયો કે? હું તારી વાર જોઈ જોઇને થાકી ગયો. ચાલ આયો તો સારૂં કીધું. જોની દીકરા હવે મારાં તો વલતાં પાણી છે, કાલ કોણે જોઇચ. બેસ દીકરા મારી આગલ બેસ."

"દીકરા પેલું આઇવોન્ટ ટુ સી માય ડાર્લીંગનું ગીત ઘણે વરસે ગા. મને બહુજ ગમેચ. ને તારો દીકરો કહાં છે, લાવની તેને મારી પાસે હું જરા જોઉં તો ખરો કે તારા જેવોજ મવાલી નીકરશે કે કેમ?"

"અરપી, અરપી," નૌશીરે બુમ પાડી.

"આયોજી, આયોજી હું તો જરા આયા રોઝેલીન સાથે રમતો હતો."

"આવો મોટો થયો તોબી આયાઓ સાથે રમતાં શરમાતો નથી." અહીં આવ, મોટા બાવા બોલાવેચ."

"પપા, એ તો છેની તે ઇરાનના દરબારમાં મોટો થયોચ ને પંદર વીસ આયાઓની સંગાથ ઉછરેલો તે અહીંબી જોવા જાયચ" નૌશીરે તોપ મારી.

" આવ દીકરા આવ. તારો ચહેરો નરો જાણે મારો નૌશીર, એબી નાખ્યો હતો ત્યારે તારા જેવોજ લાગતો તો. એની દીકરાઓ, હવે હું આખર થાઉંચ તે મારા બે બોલ જરા સમજી લેવ.

"જેહાંનદારે રાખી વીનંતી કબુલ,
આવ્યો બેટા કરવા ડબ્બો મારો ગુલ;
શીખજે લુચ્ચાઈ ચોટ્ટાના સબકો અનેક,
ને વેતરજે ખીસાં પાકીટ બેટા તું નેક.

રચનદીન બંદગીમાં ધરજે તું સર,
ને બીહીતો ના ભોઇને ઉંદરનું દર;
ઉમીદ ચહાજે રબ પાસે જોડીને કર,
ને બાંધજે પછી હંમેશ કસ્તીના નર.

કરીને મોનાજાત યઝદાંની ખાસ,
મેલવજે કેપીટાલની ખુદાબખ્સ પાસ,
આપી માલાઓને ફરઝંદની આશ,
ટપકામાં જોજે ઉંધી ચતી રાશ.

બરે મારા પ્યારા ઓલખ્તે ઝીગર,
ફુપાવજે સવારમાં તું લોબાંન અગર;
ફરતો નાં દીનભર તું ચમર ચગર,
ટેલીફોન નંબર રાખજે બગર છગર.

ગુનાહની ગઠરીમાં ન નાંખતો તું હાથ,
પૈસા એકઠા કરતો નાં, નહી આવશે સાથ;
ચાલજે હંમેશ જોઇને, સોજ્ઓ ફુટપાથ,
રહેજે દુર વાંચી પાટીયું, મસાજને બાથ.

કરતો નાં લડઇ કે કજીયો કંકાસ,
દોસ્તી નાં રાખતો ઓફ વલ્લભદાસ,
લેતો ના પાથેની મફત તું પાસ,
ને પીતો નાં હરગીઝ, દુધની ઉપર છાસ.

અહેરેમનથી હરદમ તું ચેતીને ચાલ,
કરાવતો નાં બોબ તારા છોકરાના બાલ;
બદીથી સદા તુજનાં તનને સંભાલ
ચાલજે દુરથી જોઇને કેરાંની છાલ.

હાજતમંદની હાજત તું ટાલતો રહેજે,
તરસ્યાને આઇસક્રીમ ખવારતો રહેજે;
ટોપી અલેચાંની તું પહેરતો રહેજે,
ને બૈરાંને હરદમ હસાવતો રહેજે;

ઉંમરમાં બેટા તુંજ આવેબી જ્યાર,
કહેજે ખુબ સતાવે માસ્તરને ત્યાર.
પીન ભોકી ભોકી કરે ઠંડોમાર,
ને ખાતો રહે હંમેશ નેતરનો માર;

બામદાદે બીદાર થઇ લેજે રબ નામ,
ને દોડતી મઝગામની પકડજે તું ટ્રામ.
જતો ના હરગીઝ અમદાવાદ ગામ,
કમીશનથી વેચતો ના ઓરીએનટલ બામ;

દશ શીખામણુ આખર થયો તે વાર,
રવાન થયું જ્યારે તેનું ઠંડુગાર.
ફરઝંદ તેનો નાશીર થયો હોસ્યાર,
કીધી હાથ ચાલી તીજોરીની બાર.

## પ્રકરણ—૧૭ મું.

આય પ્રમાંણે નૌશીરના બાપે આય જેહાંન છોડતાં થોડી ઘણી શાખાંમણો બેતબાજીમાં દીધી ને આખર પ્રાંણ તજ્યો. પોતાનાં પેદરનાં મરણથી નૌશીરને બહુ લાગ્યું પરંતુ તે કીરતારની મરજી આગલ લાચાર થઈ પાયદસ્તેથી ઘેરે આવી ગમ ભુલાવા રોજ નવટાંક જારતી ઠોકવા લાગ્યો. હવે નૌશીર આય નાંપાયદાર દુન્યાથી ધરઈ ગયલો હોવાથી પાછા ઇરાંન જવાને બદલે પોતાનાં વતનમાંજ રહી ટરીહાંમ થવાનો વીચાર કીધો: પણ જુવાંન અસ્પી ગુલને મલવાને માટે તલપાપડ થઈ ગયલો હોવાથી બપાવાની છમસી વીતાં ઇરાંન જવા પાછું માથું ખાવા લાગ્યો. નૌશીરે તો બાપના પૈસા વ્યાજે આપવાનું શરૂ કરી દીધેલ હોવાથી એનું તો દીલ નહીં થયું પરંતુ ,પોતાની વફાદાર તલવાર આપી અસ્પીને ઇરાંન વીદાય કરવાનો વીચાર કીધો.

શાહે મંગાવેલી નવઇની ચીજો તો મોકલવાના અખાડાજ કીધા. એની માંયે બહુ બી સમજાવ્યું કે અહીંયા બીજી ઘણી ગુલ મલી રહેશે. તું કહેશે તો આયાઓ સાથે રમવા બી દેવસ. તારા બાપની સારી લાગ-વગ હોવાથી પંચાતનો કાયદો બદલી બે ત્રણ છોકરી પરણાવી આપશું, પણ નહીં, અસ્પી બે નો એક નહીં થયો એ તો હાલતાં ને ચાલતાં ને ઉઠબેસ કરતાં ગુલ, ગુલ, ને ગુલજ કર્યા કરતો. અસ્પીએ અત્રે આવ્યા પછી વફાદારી ભર્યું કાગલ ગુલ પર લખેલું પરંતુ ત્યાંથી કંઈ જવાબજ નહીં મલે. વલી બીજું લખ્યું પણ તો કેહાં એણે બીચારાએ જાણ્યું કે

---

કાગલ પુગતાં નહીં હશે માટે બીજી વખતે ઇનસ્યોર કરીને રજીસ્ટર પોષ્ટ પારસલ કીધું જેનો ટુંક જવાબ આવ્યો કે—

ડીયર અસ્પી,

મલ્યું તારૂં કાગળ કાલ, જોતાંજ ઉખેડયું તત્કાલ,
થઈ વાંચી આનંદમાં ગરકાવ, જાણે ખાધો બુરીયાની પલાવ.

તારૂં કાગળ મલ્યું, પણ શું કરૂં રેસની સીઝન ચાલતી હોવાથી આજે લખું કાલે લખું કરતાં દહાડા નીકલી ગયા, વળી પોસ્ટ માસ્તરને તહાં કવીન કુપ્લેટ છોકરી આવવાથી પગારનો વધારો માંગ્યો જે પપાએ સેંકશન નહીં કરવાથી હરતાલ પર ગયોચ જેથી પેસો જાસ્તી ખરચી પાનવાલાની દુકાનેથી સ્ટેમ્પ મંગાવવો પડયો. પણ કંઈ નહીં ડીયર તારા કરતાં કંઈ વધારે નથી પેલી મેં અહ્રો આવે તો સાબુ ઘેર સસ્તો લગાવવો તે લાઇન આપેલી તે ચાલેચ કે? ટ્રાય કર્યાં કરજે ને ડબલીંગ કર્યાં કરજે.

કાકાનો ફીરોઝ તું ગયા પછી રોજ આવેચ ને બહુ હસાવેચ મને બી એ ગમેચ ખરો, ટાઇમ પાસ કરવા પપાએ ઘઉંની દાર ને અફીણનો સટો કીધો તેમાં જરા આવી ગયચ માટે તું આવે ત્યારે કંઇ રોકડ લેતો આવજે. ફીરોજ અવરનવર ચોકલેટ વગેરે નહાંની નહાંની ચીજો અપાવેચ તે લેઉંચ શું કરૂં, કેમકે પપાએ પોકીટ એલાવન્સ આપવાનું બંધ કીધુંચ ચાલ ડીયર અહેઓ પડી તારી તબીયત ના બગાડતો.

લી૦ હું હતી છેઉં ને કદાચ હોવસ તારી ગુલાબી ગુલ.

આમ અડધું નાશીપાસી ભર્યું કાગળ વાંચી અસ્પીએ ઇરાન જવાની ઔરબી જલ્દી તાકીદ કીધી કારણ કે નહીં તો પેલો ગુલનો કાકાનો ફીરોઝ ત્યાં ઠસી જાય તો એની મહેનત બરબાદ જવાનો સોદો હતો. હવે અસ્પીએ તડાકેમાર તૈયારી કરવા માંડી ને પપાને સમજાવીને થોડીક રોકડ રકમબી લઇ લીધી, ડગલા પાટલુન ધોવા આપેલા તે એમના એમ ધોબીને ત્યાંથી મેલા લાવી બીસ્તરામાં બાંધી લીવા. હવે કાકી મામી કોઇને મલવાનો ટાઇમજ કહાં હતો, જો કે ધંબારના દહાડા હોવાથી છેલ્લો ધંબાર ખાઇને જવા ઘણીબી બહોંશ થઇ પણ નહીં, એને તો પેલો ગુલનો કાકાનો ફીરોઝ યાદ આવ્યા કરતો હતો.

* ઓહ તે દીવસોની થાકવી નાંખનારી જંજાલ ભરી મુસાફરી.

સ્ટીમર ઉપર ન તો કંઇ રમત ગમતની સગવડ કે નહીં મલે ખાંટો પાણી, અરપીએ પહેલા બે દીવસ તો અકડવકડે કહાડી નાંખ્યા પરંતુ ત્રીજે દીવસે હવા ખુશનુમાં હોવાથી ચંદ્ર તણું થતાં રોશની જોવા તુટક ઉપર આવતા દુરથી કોઇ સફેદ આકાર તુટકને બીજે છેડે ઉભેલો જોયો. આસ્તે આસ્તે અડધા સ્લીપીંગ સુટમાં ને અડધો બાટાનાં બુટમાં કદમ ઉઠાવતો અરપી આગલ વધ્યો ને હજી તો તે આકારની લગભગ લગોલગ પુગેય તેટલાં તો તે આકારે તુટકની ઉપર ચહડી દરીયામાં ઝંપલાવાની વેતરણ કીધી. ત્યાં શુરો અરપી જોઈ શકે એમ નહીં હોવાથી એકદમ દોડી ગયો ને તે આકારને આપઘાત કરતો અટકાવવા પોતાની બાથમાં લઇ લીધો.

"તમે મને કાંય એમ બચાવી ? મારૂં હવે આય દુનીયામાં શું કામ છે ! હું કોણને વાસ્તે જીવું. ઓહ ખુદા ! બહેતર કે હું અત્યારે દરીયાની તલેટીએ હતે." તેણી બોલી. હવેજ અરપીએ જોયું કે આય તો કોઈ ઓરત હતી ને પોતાની જીંદગી વ્યર્થ ગુમાવતી હતી,

" તમે ભુલોય બાનું, જે ખુદાએ આપણને જીંદગી બક્ષીય તેજ એકલાને તે લેવાનો હક્ક છે. આપઘાત કરી જીંદગીનો અંત લાવવો તે બહાદુરોનું કામ નથી."

"ઓહ, હું જોઉં છું કે તમો કોઇ બહાદુર નર છેવ. હવે મને જીંદગી જીવવાની કદાચ ગમેબી. આય તમારી નાલ્લી ફ્રેંચ બીઅર્ડ સુરમાવાલી આંખ કરતાંબી વધુ કાતીલ છે "આટલું બોલી તેણી દહેશતની મારી બીહતી હોય તેમ અરપીને વલગી પડી.



## પ્રકરણ—૧૮ મું.

"બાનું, મને આપનું મુબારક નામ કહેશો ? તથા તમો કંઈ તકલીફમાં હોવ તો સેવક ધુલ નહીં ને ધુલની પાંખડી બી મદદ કરી શકશે."

"અય બહાદુર નર, હું એડનના પોસ્ટમાસ્તરનાં વાઇફ મનીજેહની છોકરી છેઉં. મારૂં નામ બુલચેર."

"તમો શું બોલ્યાં બાંનું ? બુલચેર, મેં પલેનચેર, ઈઝીચેર, આરાંમચેર, એવાં નાંમ સમજ્યાંય પણ બુલચેર તો નથી સમજ્યું."

"અહીંજ તમે ગોથું ખાવોચ. આખું નાંમ બુલબુલ ચહેર છે પણ

મારાં મમી ટુંકમાં ગુલચહેર કહીનેજ બોલાવેચ." ને એમ બોલતાં તે અંધકાર ભર્યાં શાંત વાતાવરણમાં એક દીલપઝીર અવાજ પસરી રહ્યો.

"ઓહ આઈ સી. આઇ સી. વારૂં પણ તમો આપઘાત શું કાંમ કરતાં હતાં તે તો કહ્યુંજ નહીં."

"વાત જરા ગંભીર છે, ને માંમલો બીચકેલો હોવાથી મને એ આખેરી પગલું ભરવાની ફરજ પડતી હતી. મારી માંનીતી ડીશ કાંદામાં ગોસ ગોસ ખાવાની મારાં મમાંએ આજે મનાઈ કીધી ને પપાએ તેને ટેકો આપ્યો જેથી મારૂં સ્વમાંન ઘવાયું ને હું મારી જીંદગીનો અંત લાવવા તૈયાર થઇ."

"મને બે શબ્દ બોલવાને માંફ કરજો, બાંનું, પણ જીંદગીમાં એવી નાની નાની ચીજો આપણે અનડર લુક કરવી જોઇયે. એમ આપરે ઘડી ઘડીમાં લાવ કાંનસ નાંક કાપું એમ કરીયે તો જીવાય નહીં. મારૂં માંનો તો તમે હવે તમારી કેબીનમાં જાઓ. તમારાં મમી વાર જોતાં હશે."

"ઓ નહીં, નહીં. હું એખલી તો જાઉંજ નહીં, તમુનેબી સાથે લઇ જવસ. આવો, શરમાવો ના "ને એમ કહેતી અરપીને હાથ પકડી જોરથી વંટોલ્યાની માફક ખેંચતી તેને પોતાની કેબીનમાં લઇ જવા લાગી,

"અરે પણ આય મારો હાફ સ્લીપીંગ સુટ તો જરા બદલવા દેવ. અને ખરાબ ખરાબ લાગેચની."

"પણ તમેજ કહ્યુંની કે જીંદગીમાં એવી નાહ્લી નાહ્લી ચીજ જોવા બેસીયે તો જીવાય નહીં, માટે ચાલો એમાં તો તમે જીઆની માફક ચૌર દીપી નીકલાચ." ને એમ વાત કરતાં તેઓ ગુલ ચહેરની કેબીનમાં દાખલ થયા.

"અરે ગુલ, મરે તું કહાં હતી? અમે કય રના વાર જોઇયેચની! ને ને આય તારી સાથે કોણ? મરે હવે કહાં મરૂં, આય દુકતી તો અત્યારથીજ ઉંડાં પાણીમાં ફરતી દેખું. ગુલના માય મનીજેહે ઉપરા સાપરી સવાલો કરવા જારી રાખ્યા.

"મરે મમાં, તમે અકેક સવાલ પુછો તો જવાબ અપુંની! એમ બીચરી પાટીયામાં કચુંબર કરી નાંખો તે શું બોલું? ને એવન તો છે તે કે–છે તે કે મી૦ તમારૂં નાંમ શું જો?"

"મી૦ અરપી, નોશીર કેકાઉસ બીન ફીરોઝ બીન નરીમાંન." અરપીએ વચમાં ટાપસી પુરી.

"તે મરે તમે એમ પાંચ પાંચ નામ રાખીને ફરોચ તે તમુને કોઇ પુછવા કહેવા વાળું છે કે નહીં ? તમે ચોરી કરીને નહાસી જાવ તો અમે ફરીઆદી શું અમે માંડીએ !"

"બાનું તમે ભુલોચ. અરપી મારૂં નાંમ છે. નોશીર મારા બાવાનું ને બીજાં તો મારા મોટાબાવાનાં નાંમ સાથે અમારી નરીમાંન અટક લગાડેલી છે."

"હં એમ છે ! ત્યારે પહેલેથી બસીયેની, ને તમો કાલી રાત્રે મારી છોકરીની સાથે કાંય આયા તેનો હું ખુલાશો પુછી શકું ?"

"બેલાશક, બેલાશક, પુછી શકો છો મમઇજી, તે બધું એવન તમારાં બુલડૉગ ચેર કે બુલચેર શું નામ છે તેવણુ બધું સમજાવશે."

"મમી, તમેબી બાજે વખત બહુ નૉટી થાઓચ હં ! પપા કંઇ બોલતા નથી ને તમે એમ પારકા માટીડાને કનસલ્ટ કર્યા વગર ઇનસલ્ટ કરોચ." બુલ બોલી.

"અરે હવે જોયું તારૂં ઇનસોલ્ટ ને એપસમ સોલ્ટ, બેસી રહેની. ને તું એવનની સાથે કાંય છે તેનો ખુલાસો આપશે ?"

"જેવની મમાં, તમો મને આજે ટેબલ ઉપર માનીતી ડીસ કાંદામાં ગોસ ખાવા નહીં દીધું તે હું દરીયામાં નંખાવી દેતી હતી તેટલાં આય બહાદુર નરે મને બચાવી ને હુંજ બહોંસ કરીને ઇનટ્રોડયુશ કરવા તમારી આગલ લઈ આવી."

"તો લેરે વલી બીવરાવવા આવી આપઘાત કરતી હતી ! તે અહીં કીધા ખાસડાને ! પાંચ છે તેમાંથી એક ઓછી થતે ને અમારા રીતના પૈસા બચતે. ખરશેદજી તમે બી શું એમ ડબઇને જોયા કરોચ, મુંગામંતર કેમ થઇ ગયા." મનીજેહ ગગડયા.

હવે બુલના પપા ખરશેદજીને બોલ્યા વગર ચાલે એમ નહીં હોવાથી કારત કરાજીને ટહુકો મુકયો. "અરે હા, હું કહાં ના કેઉંચ મકું જે બરાબર છે, પણ એક રીતે બરાબર તો નહીંજ તો એ તો ઠીક થયું કે બચાવી, ને બચી ગઈ ને બચીને આપરા હાથમાં આવી. ચાલો સૌ સારૂં જેનો સેવક સારો વગેરે ગમે તેમ ભેલમસેલમ બોલી ગયા.

"તમારા સકાર બલેરે ખરશેદજી આય ઉખરા જેવીને કંઈ ડહામ નથી દેતા ને બચી ગઇને બચાવી ગઈ શું બકોચ. એ પરમાણે પોસ્ટ

ઓફીસમાંથી શું ઢોરતા હોસો, મુવા સરકારને બી કોઈ મલ્યુંજ નહીં કે તમારા જેવાને જોખમનું કામ સોંપેચ."

"અરે પણ મેટ. હું નહીં હોતે તો તમો લોક અત્યારે ભુખે નહીં મરતે કે? તેનો કંઈ વીચાર કીધો."

"ઓ લેરે, તે શું ગાંમમાં છોકરાઓની ખોટ પડીતી કે? હું મુવાને દીયે કોણ ને તું મુવાને આપે કોણ, જેવી વાત લઈ અપાય તે! ચાલો હવે આય બીચારા સાંખે ઉભા ઉભા ઝોંકા ખાયચ તેવનને જવા કહો કે આપરે બી ઘોંટાલો લઇયે."

"મી લરપી તમે છે તે કં—કં—" ખરશેદજી બોલવા જતા હતા તેટલાં અરપી બોલ્યો.

"આઈ બેગ માય પારડન, પણ મારૂં નામ મી. અરપી છેજી"

"ઓહ ડીયર આઇ સી અરપી, અરપી. અરપ એટલે પરશીયનમાં ઘોડો થાયચ ને અશ્પી એટલે ઘોડી. હવે બરાબર યાદ રહેશે. મી. અરપી વી એક્સક્યુઝ વેરી મચ ફોર યોર ટ્રબલ. કાલે બપોરે અમારી કેબીનમાં આવજો, આપણે તમારે ખરચેજ સાથે જમશું. ને જો તમોને ઓશક લાગતી હોય તો બેલાશક તમારૂં ભાનું અહીંયાં મંગાવી લેજો, મારા સમ છે. શરમાતા ના. મારા વાલીએ કંઈ બોલીને ભાંગરો વાટયો હોય તો તે દરગુજર કરજો. કાલે આપણે મલશું ત્યારે એની લાયકીની વાત કરશું. ને હું પુછ-વાની રજા લઇ લઉં છું કે આપ સાહેબ પરણેલા છેવ કે કુંમારા?"

"જેવની મી. ખરશેદજી હું પનણેલો બી નથી ને કુવારો બી નથી."

"ઓલ રાઇટ, ઓલ રાઇટ, કંઇ ફીકર નહીં. દુનીયામાં એમ બી બનેચ. બનવું જોઇએ, ઓફ કોર્સ ઓફ કોર્સ. ટટા,

સાહેબજી" ને એમ બોલી અરપીને એક નરમ આંચકો મારી કેબીન બહાર મુકી ખરશેદજી એન્ડ કંપનીએ કેબીન બંધ કીધી."

અરપી બુલચહેરને એનાં સેમપલ માંય બાવાનો વીચાર કરતો થોડી-વાર દરીયાનાં પાણી સાંમે ટીકતો ઉભો રહયો, ને આખરે કંટાળ્યો ત્યારે પોતાની કેબીનમાં જઇ સુઈ ગયો.



## પ્રકરણ—૧૯ મું.

બીજે દીવસે સુરજ વાંદળામાં હોવાથી અરપી જરા લેટ ઉઠયો. બેગમાંથી નવો ટાઇ ને બ્લેકેટનું પાટલુન કહાડી લટકાવ્યું ને સ્લીવલેસ ખમીસ પહેરી તુટક ઉપર આવી ઉભો. દરીયો આગલી રાત કરતાં વધુ શાંત હતો, મગરમછ એમથી તેમ દોડાદોડી કરતી દેખાતી હતી, સુરજનો સોનેરી પ્રકાશ સુનાનાં બટન ઉપર પડવાથી એક જાતની ટોર્ચલાઇટ માંફક ઉજાસ પાડતો હતો, તેટલામાં પાછલથી કડક અસતરીની મખમલની ટોપી ઉપર ટોપ કરીને કોઇએ ધબ્બો લીધો.

"કેમ વળી એમ ડાચું કરીને શાંનો વીચાર કરોચ ? તાતા બાટાના કંઈ શેર બેર લીધાચ શું ? સમાલજો હમણાં વોરનો મામલો છે ને એકા-એક વધઘટ થઇ જશે." ચવીત્રી બુલચહેર બોલી.

"બાનું, મને નહીં ખબર કે તમેબી એટલાં કોમીક છેવ. તમારાં બાઇ બાવા તો સેમપલ છે તે મેં કાલેજ જોયું !"

"અરે એ તો એ લોકનો એવો સ્વભાવ છે. બીજું કંઇ નહીં. મરે કાલે મારા પપાએ પુછયું કે તમો પરણેલા છેવ કે કુંમારા ત્યારે તેનો જવાબ સમજવા હું કેટલી ઇંતેજાર હતી, પણ તમે તો ભલતોજ જવાબ આપ્યો.

તમે મને બચાવી ત્યારથીજ હું તો તમુંને મારા આશ્રમદાતા સમજુંચ. મને હવે ખાનગીમાં કહોની.

"બાનુ બુલચહેર હું દીલગીર છું કે તમારી સાથે ફ્લરટીંગ કરવાને છુટો નથી. અત્યાર આગમચનો હું એક બાનુને પ્રોમીસ થઇ ચુકો છું ને તેણીને મલવા તો પાછો હું ઇરાંન જાઉંચ. વાત બહુ ખાનગી રાખજો નહીં તો ડોકા ઉડવાનો સોદો છે. ખુદ ઇરાંનના શાહની બેટીને કાનોછુગરથી હું ચાહુંચ પણ તેણીના કાગળ ઉપરથી માલમ પડેચ કે તેણીના મારી ઉપર પુરો જીવ નથીજ, હોસે તે હવે થોડા દીવસમાં જણાઈ જશે.

"ડીયર અરપી તું મને એમ નારાજ કરેચ તે ઠીક નહીં પણ તોબી

કહી રાખુંચ કે જો તારા પ્રેમમાં તું નીષ્ફળ જાય તો બેલાશક મારી પાસે ચાલી આવજે. મારો સીનો તારે માટે હંમેશ પાંઉ ભુંજવાની ભઠીની માફક ગરમજ તુને માલમ પડશે. હવે કાલે સવારે તો અમો એડન ઉતરી પડશું. જો કે અમો એટલાં બધાં તવંગર તો નથી પણ સેવીંગ બેંકમાં આવેલાં નાણાં પપા એડનના નવાબને ભારી વ્યાજે ધીરેચ એટલે અમો ઠીક અમન ચમનમાં રહીયેચ. નવાબબી એટલો હસમુખો છે કે વ્યાજ નહીં ભરાય ત્યારે પપાને કહે કે વ્યાજના બદલામાં મારી બે ચાર બેગમ લઈ જાઓ, પણ પપા કહેચ કે મારાવાલીજ એટલી જુવાક છે કે બીજીને કેમ સમાલું ? ચાલો ત્યારે સાહેબજી, સરજતમાં હોશે તો કરજતમાં મલશું નહીં તો ઇનશાઅલ્લા ને ખેરસલ્લા. એમ બોલી ગુલચહેર ચાલી ગઇ.

બીજી સહવારે એડનનું બારૂં ને બારી દેખાતાં સ્ટીમરે જોરમાં વ્હીસલ મારી. ઉતારૂઓ બેગ બીસતરા ને ભાતીયાની ટોપલીઓ લઈ ઉતરવા માટે તૈયારી કરવા લાગ્યા, કીનારા ઉપર તરતાં બટક કેમ જાણે પોસ્ટ માસ્તરને ઓલખતાં હોય તેમ વેંકવેંકના પોકારો કરવા લાગા. એડનનો નવાબ વટીક (ખરશેદજીના આભાર તલે હોવાથી) સાંબા લેવા આવ્યો હતો, ખરશેદજીએ જતાં જતાં ફાટેલી બાંયમાંથી હાથ કહાડી અરપીને શેક હેન્ડ કીધી. એડનના સર્વે ઉતારૂઓ ઉતરી જવા બાદ અરપીએ દુર નજર ફેંકી તો ગુલચહેરને ડેનજર સીગનલ તરીકે રાસબરીમાં બીનવેલો લાલ રૂમાલ ઉડારતી જોઈ, જે જોતાં એણે પણ સુલેહની નીશાંની તરીકે સફેદ રૂમાલ હલાવ્યો. સ્ટીમરે પાછી એક ભયંકર ચીચીઆરી મારી ને એક ધીમા આંચકા સાથે લંગર ઉચકયું.

બીજા બે દીવસ સ્ટીમરમાં અરપીને એખલા જીવે કંઇ ચેન નહીં પડયું. એક ગમ ગુલચહેર ને બીજી બાજુ ગુલચહેર એમ બન્નેની યાદ સતાવતી હતી. દુ:ખે પાપે ભારી દહાડા પસાર કરી જેવી સ્ટીમર બાલ્ટીક સીમાં દાખલ થઇ કે ગુલચહેરને મલવા જીવ તલપાપડ થવા લાગ્યો. સ્ટીમર ઉભી રહેતાં ન તો એણે ગુલચહેરને સ્ટેશન ઉપર જોઈ કે ન તો કોઇ તેનો માણુસ નજરે પડયો. બહાર નીકલતાં એક છોકરાએ "અરપી એસકવાયર" ના નામની ચીઠ્ઠી એના હાથમાં સેરવી દીધી જે તેણે ધડકતી છાતીએ ને ઉછલતાં જીગરે વાંચવા ઉખેડી.

"ડીયર અસ્પી"

તારૂં છેલ્લું કાગળ મળ્યું આજે તું અહીં ઉતરવાનો છે તે જાણું દીલગીર છું કે આજે મારા કાકાના ફીરોઝનો બર્થ ડે હોવાથી ઘેરમાં ધમાલને લીધે તુંને લેવા નહીં અવાયું માટે આય કવરમાં ચાર આનાની નોટ બીડેલી છે તેમાંથી ગાડી કરી આપરે ઘેર ચાલી આવજે, તું આવે તો રસ્તામાં ઈરાનીને ત્યાં બુકબાચક ખાઇનેજ આવજે કેમકે પપા તો બહુ કરકા થઈ ગયાચ તે પચીસ માણુસને ઈજન કીધાચ ને પંદર જણનુંજ રંધાવ્યુચ, મને લખતાંબી ખરાબ લાગેચ પણ શું કરૂં ?

ઇગલ સીનેમાની ચાર જણની પાસ આવેલી હોવાથી મમા પપા સાથે હું ને ફીરોઝ કરીને જવાના છઇયે તે તુંને બે એક કલાક ઘેર ખોટી થવું પડશે માફ કરજે હં ! પાસ ઝનાના શોમાં ચલે તેવીજ હોવાથી રાતે જઇયે તો લટકી જઇયે. વધું વીગત મલશું ત્યારે

લી૦ ગુલ.

આય તે ટુંકી ચીઠી હતી. ઇનસાંનનાં જીગરો એટલી ટુંક મુદતમાં કેમ બદલાતાં હશે તેનો વીચાર કરતો અસ્પી ગાડીમાં બેઠો. ગાડીવાલો આખા શહેરમાં ફરી દરીયા કીનારે આવી લાગ્યો તોબી અસ્પી ગાડીમાં વીચાર કરતો બેસીજ રહયો. આખરે ગાડીવાલાએ બુમ મારી કે "અય બેગાના શખસ, દો ઘંટા વદો દીનાર હસ્તમ" (બે કલાકના બે રૂપીયા થયા) ત્યારેજ અસ્પી વીચાર નીંદ્રામાંથી જાગ્રત થયો ને ગાડી સરકારી મહેલ પર લેવા કહયું. ગલીને નાકે ઉતરી પાંઉ-પ્યાદા ચાલતાં દુરથી જોયું તો અંદર રંગરાગ ચાલી રહયો હતો, શરાબની જામ ઉપર જાંમ ફરતી હતી. મહેલને દીવેલનાં કોડીયાં મુકી લાઇટથી શણગારવામાં આવ્યો હતો આય બધી ધાંધલ પેલા કાકાના ફીરોઝની વરસગાંઠને લીધે હશે એમજ અસ્પી તો સમજ્યો.

પોતાનો વીઝીટીંગ કાર્ડ અંદર મોકલતાં ચોબદાર "રાત્રે દસ વાગે પેલાં ચણાનાં ઝાડ નીચે મલજે" કરી જવાબ લઇ આવ્યો.



## પ્રકરણ—૨૦ મું.

એક કલાક પસાર થતાં વખત નહીં લાગ્યો ને અરપી અધીરતાની તાપે તપતો પેલાં ચણાનાં ઝાડ નીચે ગુલની વાર જોતો આંગમાં ધીમી ખુખાર સહીત એસી રહ્યો. ન તો તેને ખાવા ગમ્યું, કે ન તો કંઇ સોડા લેમન પીવાનું. આખરે નીકલનાં પોકેટ કલોકમાં જોતાં દસ ને પાંચ મીનીટ થઈ તેટલાં એક ધીમો ખખડાટ સંભલાયો ને ગુલ અંકુસના ઠરીયા જેવા દાંત દેખાડતી કસ્તી વગર હસતી હસતી ધીમી મસ્તી કરતી આવી ઉભી.

"ગુલ તું બહુ નૉટી થાયચ છ ! સાંજનો તારી વાટ જોતાં જોતાં મારી આંખબી થાકી ગઈ જેથી હમણાંજ ગોગલ્સ પહેર્યા, કેમ ડીયર શું ખબર છે ?" એમ બોલી અરપી ગુલને મલવા આગળ દોડયો.

"બસ એટલેજ, અરપી એટલેજ. કહેવાને બહુ દીલગીર છું કે આજ-રોજે હું એક જણ સાથે અદરાયલી હોવાથી હવે આય હાથ ઉપર તારો હક નથી રહેતો."

"શું ? શું બોલી ? વન્સમોર. જરા પાછું બોલ જોઉં, વોહ કોણ નીર્દય, વોહ કૌન ઝાલીમ, વોહ કૌન સંગદીલ હય કે યે જીગર કા ટુકડા કરનેકુ આઈ," કરીને નાટકી ધબે ઉભો થઈ ગયો.

"અરપી, અરપી, એ શું ઘેલા ! જા બા, એમ તું ઉશ્કેરઈ જસે તો વાત કેમ થશે"

"અરે પણ હજુરબી કંઇ વાત કરવાની બાકી રહીચ શું ? ઉફ, ઝમીન તું ફટ જા, આસમાન તું છટ જા, અય દગલબાઝ ઓરત અબ તુંને યે પાક તનકો હાથ લગાનેકુબી લાઝીમ હય, ચાલ જે કહેવાનું હોય તે કહી દે. ટવલાવ ના, કે જેથી હું મારો રસ્તો શોધી ચાલતી પકડું."

"અરે પણ હા, તું તારો રસ્તો શોધી લે કરીને તો હું તુંને આય એવર-રેડીની ટોર્ચબી આપવા આવીથી પણ તું મારૂં સમજે ત્યારેની ! વાત એમ છે કે મારા પપા કરકા થઇ જવાથી કાકાના ફીરોઝના બાવા પાસે લોનલીધીચ ને પૈસા ભરી આપવાને અશક્ત હોવાથી મારે મરજીયાત ને ફરજીઆત

"એની સાથે લગન કરવાં પડેચ. એમાં હું શું કરૂં. તુંજ જોની કે મારૂં ચલનજ શું છે ?"

"ઉફ, યા ખુદા, આય દગલબાજી—આય મેથીની ભાજી ? આય નાં ફરમાંની, આય જીવેદાંની ને શમેદાંની ! બસ હવે તારી ગંદીલી ઝબાંન બંધ કરજો મને જવા દે. પેલો કવી કલેજા ફરોશ કહી ગયોચ તે ખરૂંજ છે કેઃ—

**“એસી બેવફા–ન રહી કીસીકી અમલમેં,**
**આજ ઉસકી બગલમેં–તો કલ કીસકી બગલમેં.**

બસ હું અહીંથી જીવતો જાઉંચ તેજ ગનીમત છે, નહીં તો તારા પપા મને તોપને ગોલે ઉડારતે તો શક નહીં.” એમ બોલી ઝડપી કદમે અરપી તેણીને તરછોડી ત્યાંથી નીકલી ચાલ્યો. સ્ટેશન ઉપર જઈ તપાસ કરતાં માંલમ પડયું કે એક કારગો સ્ટીમર બીજે દીવસે બાર વાગે ઉપડનાર હતી. રાત જેમ તેમ સીનેમા જોઈ ગાલી કહાડી, તથા બીજે દીવસે ફાટેલાં ફીગરે ને તુટેલાં જીગરે સ્ટીમર “ પર્શીયન ગર્લ ” ઉપર ચડી બેઠો.

સ્ટીમર ચાલુ થતાં પેદર વતન ઇરાંન માટે તેને જાત જાતના ને ભાત ભાતના વીચારો આવવા લાગ્યા. વતન કે જ્યાં તેનો પેદર પરણ્યો, પરતાયો ને કસ્ટાયો. વતન કે જ્યાં તેની માદરે જન્મ આપ્યો ને જન્મ આપી દુધ પીતો કીધો. ન તો પોતાના મમાવાને મલવાની ખાહેશ થઈ કે ન તો કોઇ સગાં વહાલાંને ઇરાનનો કીનારો દુર દુર જતો જોઇ તે ઉભો હતો તેટલાં તેનાં મગજમાં ચકચમક વીચાર આવ્યો. “હા, તેમજ કાંય નહીં બને. બની શકશે હવે એ તે એજ. કંઇ નહીં શાહજાદી જેટલી તવગંર નથી તો કંઇ નહીં પણ તેણીનું પાંઉ ભુંજવાની ભઠ્ઠી મીસાલ જીગર તો તરંગર છે. બસ આજનો દીવસ, ને કાલે તો હું તેણીની ગોદમાં હોવશ” એમ વીચાર કરતાં તે દીવસ નીકલી ગયો ને બીજે દીવસે એડન બંદરે લંગર નાંખતાં ટેક્ષી કરી તે દોડી પહોંચ્યો. કયાં ? અરે વાંચક એટલીબી ખબર નથી ? પેલી ગુલ ચહેરને ત્યાં વળી એક અક્ષરનોજ ફેર હતો. પેલી ગુલચહેર ને આય ગુલચહેર !!



## પ્રકરણ—૨૧ મું.

ગુલગુલ ચહેરનાં માંય બાવા તો આય ભમતા ભુતને પોતાને આંગણે આવેલો જોઇ અંદરખાનેથી ખુશ દેખાયાં પરંતુ મનીજેહ પોતાની જાત પર જઇ બોલ્યાં. ‘ કેમ બા કોણને પુછોચ ? કયાંથી આયા ! હું ધારૂંચ તેમ ઇરાનમાં તમારૂં કામ થયું હોય એમ લાગતું નથી. જોવની તમારાં બુટ ને સુટ ઉપર હજુર ઇરાંનની લાલ માટીબી લાગેલી છે, જેથી સમજ પડેચ કે તમો ઉતાવલમાંજ ત્યાંથી નીકલી આયાચ.”

"હાજી તેમજ છે અને હું જરા ખરશેદજી સાથે ખાનગી વાત કરવા માંગુંચ."

"અરે હવે વગોવ્યા શું કરોચ? હું જાણુંચ કે તમે મારી બુલના ઉમેદવાર છો! તમારૂં ખમીસ જમણી બાજુથી બલી જઇને કાંણું પડયુંચ તેથી માલમ પડેચ કે તમારૂં જીગર બુલને માટે ગરમ હોવાથી તેમ થયું હોશે. બાવા તમે અમુંને કહાં બનાવા આયા? આય ખર- શેદજીનેજ પુછી જોવની, મને પહેલવહેલી જોઇ ત્યારે એવનનોબી એજ હાલ હતો.' પછી એવને મોટે સાદે બુમ મારી.

"બુલ, ઓ બુલબુલ. મરે જરા અહીં આવ તો. આય કોઇ તુંને પુછેચ." ગણપતીના દહાડા હોવાને લીધે પાટણ કાંમ કરવા નહીં આવેલી હોવાથી બુલ કે જે વાસણ ઉજારતી હતી તે એકાએક પોતાને નાંમની બુમ પડવાથી ઉતવલે હાથ ધોઈ ડ્રેઇંગ રૂમ (કે જેમાં સ્લીપીંગ રૂમ બી કમ- બાઇન્ડ હતો) માં આવી લાગી. ને અરપીને જોતાં અડધા ખરડ.યલા હાથેજ માતપીતાની હાજરી વટીક બુલી જઈ વલગી પડી.

"ઓહ આખરે તું આયો, મારો બહાદુર વીરલો આયો ખરો. હું ધારતીતીજ એ મુંમ કાલી આંખવાલી ધરાની ઔરતો ખરેખર બેવફા હોયચ. બોલની અરપી, તું મને લેવાજ આયોચ ની?"

"હા બાનું તેમ કંઈક છે ખરૂં. પેલી ગુલચહેર કે જેને માટે હું પાનાં ભરી ભરી તારીફ કરતો હતો તથા જેને લીધે હું બોરીબંદરથી બંદર આબાસ ગયો તે બેવફા થઇચ ને તે તો તેના પેલા કહેવાતા કાકાના પીરોઝ સાથે ગોઠવઇ ગઇચ. હું તુંને મારી કરવા આયોચ. ને હું ધારૂંચ કે તારા માંયબાવા તેને માટે બહાલી આપશે. મને રીતની કંઇ પરવા નથી. ખુદાએ બે હાથ, બે પગ ને એક પેટ આપ્યુંચ તે પથ્થરમાં પીલી પૈસો પેદા કરી શકશ."

મનીજેહ તો આય સાંભળી ખુશ થઈ ગયાં ને બુલ વગર રીતે ઉંચકઇ જતી જોઇ ખરશેદજીને કાપરીયું મારી બોલી. "ખરશેદજી જલ્દી હા કહી દેવની. એમ મહોનું શું ટીકયા કરોચ! નહીં તો ઘેર બેઠાં આવેલી લક્ષ્મી પાછી જશેની?"

"હા—હા, અલબત થવુંજ જોઇયે. હોવુંજ જોઇયે હું ખુશી મારો ખોદા ખુશી ને ઘેરમાંબી ખુરસી" વગેરે એવનની રીત પ્રમાણે બોલી ગયા.

બીજી સવારે તો અરપી શેઠ એડનની બાગેશી દીવાલની કદમી અગીયારીમાં પરણી પરવારી ગયા ને ખુલનાં માય બાવાની ટુંક મુદતમાં વીદાય લઇ હીંદુસ્થાન જવા ઉપડી ગયો.

× × ×

તુરેલાં જીગરે હીંદુસ્તાનથી રવાના થએલો અરપી તવડીનો કીનારો દેખાતાં આજે ખુશમાં દેખાતો હતો. જામાજી નવરોઝનો દીવસ હોવાથી ઘેરેઘેર રંધાતી સેવનો સોહડમ કીનારા ઉપર આવતો હતો. ને સર્વેની અજાયબી વચ્ચે અરપી શુલચહેરને બદલે ખુસચહેરને લઇ તવડી બંદરે ઉતર્યો.

નોશીરે પોતાના બેટાને આટલો જલદી આવેલો જોવાની આશા રાખેલી નહીં, પરંતુ એ જ્યારે આવ્યો ત્યારે તો ભલેજ આવ્યો ને થોડા દીવસમાં તો એને નોકરીમાં ઠર પાડી દીધો. ને—ને પછી તો પેલા કહે તેમ સર્વેએ ખાધું પીધું ને રાજ કીધું.

વહાલા વાંચક તારી ધીરજની કસોટી અત્રે ખતમ થએલી હોવાથી તારો ઇંડા પાંઉનો નાસ્તો ઠંડો પડતો હોય તો બેલાશક જા ને નીચેનું "સમાપ્ત" જોઇએ તો કાલે વાંચજે, ચાલશે બેલાશક ચાલશે !!



**બાહેર પડી ચુકેલાં પુસ્તકો:—**

**૧ થી ૧૫ નંબરની વાર્તાની ચોપડી ખલાસ થઇ છે.**

૧૬ ગરીબીનો ગુનાહ
૧૭ અદેખાઇનો અંધાપો
૧૮ નાર નીરાધાર
૧૯ પર કામી પ્રેમ
૨૦ પૂર્ણ પતીવ્રતા
૨૧ રૂપની રાણી
૨૨ છિછાછલીનો અંત
૨૩ ચતૂર ચાતુરી
૨૪ કુદરતની કરામત
૨૫ પરણું યા તો મરૂં!
૨૬ પ્રેમ શકતી
૨૭ ડોળતી દવાનત
૨૮ તોખમમા તમેશરૂ
૨૯ બળવંત બળીદાન
૩૦ દિલાવર દિલબર
૩૧ કૌકતનો ફાંકો!
૩૨ કન્યા કસોટી!
૩૩ તગદીરનું ત્રાજુ
૩૪ કમબખતીના પારાવાર!
૩૫ પ્રેમનો પરમાર્થ
૩૬ ખુબસુરતીના ખેલ!
૩૭ ગમ્મતનાં ગાબરાં
૩૮ માયાકુળ મહિલા
૩૯ દયાનત તેવી બરકત
૪૦ બહેનની વિપતી.
૪૧ પ્રેમનું પ્રબળ!
૪૨ વફાની પુટલી!
૪૩ ખુન જીગર!
૪૪ 'અનાથ યુવતી'
૪૫ નાઝનીન મહેઝબીન!
૪૬ "કરપીણ કારસો"
૪૭ "કુળવંત કળી"
૪૮ બુલબુલ કે બળા!
૪૯ નેકજાદ નરગેસ
૫૦ વિર વનિતા
૫૧ દગાબાજ કુન્યા.
૫૨ નકલી નાઇટ
૫૩ દગાઇ કોની સગાઇ!
૫૪ ભપકાબંધ ભરથાર!
૫૫ "ભોળપણનો ભાર"
૫૬ વિવાહ પછીના વિઘન!
૫૭ નાદાનીનો નતીજો.
૫૮ એક તાગડો.
૫૯ "વનમાગી વનિતા."
૬૦ ગરીબીનો ગજબ.
૬૧ પવિત્ર કે પાપી?
૬૨ વેશવાળ પછીના વાદળ!
૬૩ બે બમાન કોણ—મરદ કે ઓરત?
૬૪ અફસોસનાં આંસુ
૬૫ "પાપી પત્ની'
૬૬ દિલની સાચ્ચી
૬૭ કમાલ કંનિડી!
૬૮ નિરાળી નિબન
૬૯ ભલાનું ભલું!
૭૦ ખુદાને દ્વારનું જોડું
૭૧ સમાજીક સંકટ.
૭૨ દિલાવર દુશ્મન
૭૩ પરણ્યા પછીની પંચાત.
૭૪ પુનર્મિલન
૭૫ જાસુસ કે જાદુગર
૭૬ સદગુણી શહેરીયાર
૭૭ 'નવ્વાણું તર્યની નવી!"
૭૮ બુરાનું બુરૂં
૭૯ તકોબરીની તોજેશ.
૮૦ માયાનો મોહ!
૮૧ "ઓરત કે આફત?"
૮૨ "જોડભાઇની જંજાળ!"
૮૩ 'ચીલ ઝડપ'
૮૪ વફાઇમા વમલ!

Printed by Moolchand Kasandas Kapadia at "Jain Vijaya" P. Press
SURAT & published by Ruttonsha F. Acharia
Crawford Market, BOMBAY. 1

નંબર ૮૫ મી આવતી વાર્તા, નામે—

## "ફરે તે ચરે!"

આવતી તા. ૧ લીએ બહાર પડશે.